પતિ ઉપર અતિ વા'લ ધરીને, ભક્તિ ભાવે કરો;
કદિ કડવાં બે કથન કહે પણ, ઉર ન ધરો ખરખરો. એ. ૮
પતિ નાખુશ જે થાય રીતથી, તે રીતી પરહરો;
વ્હાલ ધરી મીઠાં વચનો વદિ, પ્રીતિ સંપાદન કરો. એ. ૯
વિનય વિષે ઉત્તમ ગુણ માટે વધુ વિનય સંઘરો;
વ્હાલ ધરી લલ્લુની વિનતી, ધ્યાને એની ધરો. એ. ૧૦

## સ્વામી સાથે શી રીતે વર્તવું.

### ગરબી ૨૬

"માતા કિર્તીજી પૂછે રે કુંવરી કયાં ગઇ રે" એ રાગ.
એની શિખ આપું તે ધ્યાને તમે ધારજ્યો રે;
એથી અગણિત તમને અવનીમાં છે માન,
મારી વા'લી એની વીનતી રે. ટેક.
શાણી એથી સૂખી થાશો સંસારમાં રે;
કો નવ કરશે કો દી આપતણું અપમાન. મારી ૧
એની સ્વામીને તો પ્યારો ગણવો પ્રાણથી રે,
શાણી કો દિ ન એને કે'વું કડવું કે'ણ. મા૦
સ્નેહે સ્વામી તણી સેવા કરવી સર્વદા રે,
એ છે પ્રતિદિન તમને દુનિઆમાં સુખદેણ. મા૦ ૨
સંપી ચાલવું હમેશાં સ્વામી સાથમાં રે,
કો દિન કોપીને કરવો નહિ કલેશ; મા૦
શાંતી રાખી સદા બોલ બધા સાંખીયે રે,
કો દી સ્વામી સામું વદિયે નહિ લેશ. મા૦ ૩
કદી ક્રોધ ધરી કંથ કડવું કહે રે,
તોય તેને ગણવું અમૃત સમાન; મા૦
કંથ કથનની રીસ ન ચડાવવી રે,
ગોરી ગણજ્યો એને અતી ગૂણવાન. મા૦ ૪
કો દી વાંક વધુ સ્વામીનો સંસારમાં રે,
તોય ક્રોધ કરીને એને ના કે'વાય; મા૦
વાત વા'લ ધરી કરવી એની આગળે રે,
જેથી સમજણુ પામે સ્વામીજી સદાય. મા૦ ૫

પતી હુકમ કરે તે પ્રીતે પાળવો રે,
વાર તેમાં ન લગાડો તલ ભાર; મા૦
પડે મુખમાંથી કે કામ તુર્ત તે કરેરે,
એથી નાથ દેશે સારો સતકાર. મા૦ ૬
બહુ બોલવાની ટેવ ન રાખવી રે,
વિચાર્યા વિણ કોદી વદવું ન વે'ણ; મા૦
કંથને જો માઠું કથનથી લાગશે રે,
તો તે તમને અતી દુખ દેણ. મા૦ ૭
સગાં સાસરીઆનાં સાથે સારી રીતથી રે,
મીઠાં વચન વદિને કરવી મુખથી વાત; મા૦
કોદી તેની સાથે લડવું નહિ ક્રોધથી રે,
નહિતર સાસરીઆમાં ગણાશો કજાત. મા૦ ૮
કઇક ક્રોધી નારી સહુ સામે બહુ લડે રે,
અંતર વીચારે નહિ બહુ કરે બકવાદ; મા૦
તેનો તોલ તુરત કરે છે સહુ માણસો રે,
માટે કોની સાથે કરવો નહિ વિખવાદ. મા૦ ૯
શક્તિ સ્વામીની પ્રમાણે નિત્યે ચાલવું રે,
મોટા મનુષ્ય તણો નવ કરવો કો દી વાદ; મા૦
સ્વામી હોય ગરિબ તે શ્રીમંત કયાંથી બને રે,
નિત્યે અંતરમાં એ રાખી લેવું યાદ. મા૦ ૧૦
ઘરેણાંને માટે ઘરમાં લડવું નહિ રે,
ઘરેણામાં શોભા ગણવી નહિ લેશ; મા૦
સાચી શોભા છે શિયળ વ્રત પાળવે રે,
બીજી શોભા સ્વામી આજ્ઞા પાળો એશ. મા૦ ૧૧
નીજ પતીથી બીજાને રૂડા જોઇને રે,
અંતરમાં નવ કરવો કો દીને વિકાર; મા૦
પ્રભુ તુલ્ય મારો પ્રાણેશ આ પૃથ્વીમાં રે,
એવો અંતરમાંહી રાખવો વિચાર. મા૦ ૧૨
લોભ લાલચમાં કદી લપટો નહિ રે,
ઉરમાં ઇશ્વર કેરી રાખી બેની બીક; મા૦
સાચી દાનતથી ઇશ્વર સર્વે આપશે રે;

પ્રભુ રાખશે રાજી થઇ તમને ઠીક. મા૦ ૧૩
આવું સગપણ સ્વામીનું સંસારમાં રે,
એથી અગનાને કો નથી અધીક; મા૦
લલ્લુ સ્વામી સાથે સંપી નિત્યે ચાલજ્યો રે,
બેની પરમેશ્વરની અંતર રાખી બીક. મા૦ ૧૪

## સાસરે જતી દીકરીને માતાની શિખામણ.

ગરબી ૨૭

"આછા ઘુંઘટ તે વહુને વાલેરા લાગે" એ રાગ

સાસરે શાણી તારે ચાલવું સમજી,
સાસુ સસરાની સંપાદન કરવી મરજી;
દિનતાથી કરવી ડાહી અરજી હો દીકરી. સાસરે. ટેક ૧
આજ્ઞાને અનુસરીને કામજ કરવું,
સ્વતંત્ર કરતાં તારે દિલમાંહિ ડરવું;
વરવું ન કામ ચિતમાં ધરવું હો દીકરી. સાસરે. ૨
આજ સુધી તું તો અહીંયાં પોશાણી,
માતા પીતાએ તારી છોકરમત જાણી;
પણ સાસરે થાવું ઘટે શાણી હો દીકરી. સાસરે. ૩
ગુન્હો નજીવો અમે માફજ કરતાં,
દિકરી જાણીને શિક્ષા કરવાથી ડરતાં;
ઠપકો સુધરવાને ઉચરતાં હો દીકરી. સાસરે. ૪
કડવું વચન સે'વું શાંતીથી શાણી,
વદવું ન સામું અંતર અહંકાર આણી;
નહિતર જિવતર છે ધુળધાણી. હો દીકરી. સાસરે. ૫
સાસરીયામાં કામ શુભ રીતે કરવું,
ભૂલી ન બગડે કામ એવું આદરવું;
રખે બગડે એમ દિલમાં ડરવું હો દીકરી. સાસરે. ૬
પ્રીતી પ્રીતેથી રાખે જેમ તું પર એ,
કડવું કથન કથતાં દિલમાં ડરજે;
કારજના કો દી કુડું કરજે હો દીકરી. સાસરે. ૭
દેરાણી જેઠાણીથી સંપીને રે'વું,
લડવા લાયક કાંઇ વચન ન કે'વું;

સે'વું કો ઓપે જેવું તેવું હો દીકરી. સાસરે. ૮
ગંભીર થઇને ગુણવાળી ગણાજે,
લડાઇ ટંટાથી હંમેશ વેગળી થાજે;
સદ્‌ગુણ શાંતીથી શાણી સાંજે હો દીકરી. સાસરે. ૯
પતિથી અધીક બીજું ગણિશમાં કયારે,
કરજે તુરત કામ મુખ જે ઉગારે;
હુકમમાં રે'વું લાયક તારે હો દીકરી. સાસરે ૧૦
ઉછાંછળી થઇને કોઇ વારે,
ઉચ્ચાર કરીશમાં સામો લગારે;
ક્રોધ કરે જો કંથ કયારે હો દીકરી. સાસરે. ૧૧
સ્વામી વૃત્તીને રોજ અનુકુળ રે'વું,
પુજ્ય ગણીને વચન હલકું ન કે'વું;
ના ખુશીનું ન કારણ દેવું હો દીકરી. સાસરે. ૧૨
સંસાર સમુદ્રમાં નાવીક એ છે,
તેને શીરે તું'થી બોજ વધુ છે;
તેનો મદદગાર તું છે હો દીકરી. સાસરે. ૧૩
અમે અત્યાર સુધી તુજને પાળી;
પરણ્યા પછી છે સાસરીયે વળાવી;
ભરથારને છે ભળાવી હો દીકરી. સાસરે ૧૪
તેને સુખે દુઃખે તારે રીઝાવું,
એની ઇચ્છાને આધિન આખો ભવ થાવું;
સારૂં સૃષ્ટીમાં તેનું ચહાવું હો દીકરી. સાસરે. ૧૫
સ્વામીની સાથે કો દી કજિયો ના કરવો,
બોલ કદાપી બાંડો મુખ ના ઉચરવો;
સાગર સંસાર સાથે તરવો હો દીકરી. સાસરે. ૧૬
કજિયાળીમાં ન ખપવું કંથની જોડે,
આભૂષણો ન માગો અવરની હોડે;
અઘટિત લાલચ સ્નેહ તોડે હો દીકરી. સાસરે. ૧૭
અવરનું સારૂં જોઇ ઘરમાં ન લડવું,
ઝનુનમાં કંકાસણી થઇને ન ચડવું;

પતિનું ગજું ગુણી થઇ ગણવું હો દીકરી. સાસરે. ૧૮
પાડોશી સાથે પ્રીતી રાખવી સારી,
વાણી ઉચ્ચારવી મીઠાશ વાળી;
જે રીતે કિર્તી વધે તારી હો દીકરી. સાસરે. ૧૯
અમારે શિખ આપીને છેટે રે રે'વું,
સુખ દુખ સારૂં નરસું છે તારે સે'વું;
લલ્લુની શિખને અનુસરિ રે'વુ હો દીકરી સાસરે. ૨૦

## સાત વાર વિષે.

### ગરબી. ૨૮

" રમવા આવોને રે, નવો તો નંદજીની આણ;
રમવા આવોને રે. " એ રાગ.

આપુ શીખામણ સાર, શાણી સમજોને રે,
છે તમારી હીતકાર, શાણી સમજોને રે;
દુખ નહિ દેખો લગાર, શાણી સમજોને રે. ટેક.
સોમવારે સ્ત્રી પતિને ભજવો, દુરગુણ દીલ થકી એની તજજો;
સુનીતીનો શણુગાર સજવો. શાણી० ૧
મંગળવારે ધ્યાન ધરોને, પ્રીતે પ્રભુને પ્રણામ કરોને;
ભક્તિ તેનીમાં ફરોને. શાણી० ૨
બુધવારે વિદ્યા ભણી બુધ થાવું, શિખવા સુવિદ્યા નિશાળમાં જાવું;
વિદ્યાનું અમ્રત ખાવું. શાણી० ૩
ગુરૂવારે શિક્ષા ગૂરૂની માનો, ભણવા માંડો સહૂ ભેદ વિદ્યાનો;
સૂણ તેમાં સહૂ જાણો. શાણી० ૪
શુક્રવારે સેવા સ્વામીની કરવી, સાસૂની આજ્ઞા શિરપર ધરવી;
સસરાની શિખ માનો ગરવી. શાણી० ૫
શનીવારે સ્નેહ નણુદીશું કરવો, દુખ લાગે એવો ન બોલ ઉચરવો;
સંસાર સાગર તરવો. શાણી० ૬
આતવારે ઉર ચોખ્ખું કરીને, નિત્ય અનીતીથી રે'વું ડરીને;
સંસાર નાવે ફરીને. શાણી० ૭
સાત વારે એમ સ્નેહથી કરવું, સુખિ જનો થાય એ કૃત્ય આદરવું;
લલ્લુ વચન કાને ધરવું. શાણી० ૮

# પંદર તિથી વિષે.

## ગરબી. ૨૯

" હરીજન સાચારે જે ઉરમાં હીંમત રાખે " એ રાગ.

પડવે પ્રીતી રે, પરમાત્મા ઉપર ધારો,
ધારો ધ્યાને રે, શકતી વિભુતણી વિચારો;
ચારો ચરચો રે, નીતીનો નિયમ પ્રમાણે,
માણે તે સુખ રે, જગ કરતાને જે જાણે. ૧
બીજે બીજી રે, વાતો તજિદેવી ઠાલી;
વા'લી કરવી રે, નીતી ચતુરાએ ચાલી.
ઠાલી ઠાઠજ રે, તજિ દેવો તનથી અળગો;
વળગો વા'લે રે, આળસમાં ગાળો ન પળ કો. ૨
ત્રિજે ત્રિયાને રે, પતીવ્રત પર ધરવી પ્રીતી;
રીતી રૂડી રે, રાખીને તજવી અનીતી.
નીતી નિયમ રે, સ્વામીની સેવા કરવી;
વરવી વાતો રે, કોની કાને નવ ધરવી. ૩
ચોથે સ્વામી રે, સમ અદકું નથિ કો આંહીં;
જ્યાંહીં સુખ છે રે, [1]મહિલાને પતિવ્રત માંહી.
ચાહી શાણી રે, રામા નિજનાથ રિઝાવે;
આવો અવસર રે, ગોરી એળે ન ગુમાવો. ૪
પાંચમે પતિને રે, પ્રભુ સમ જાણીને પ્રીતે;
હીતે વસજ્યો રે, વસુધામાં વા'લી રીતે.
ચિત્તે વા'લજ રે, સ્વામીનું કદી નથિ મળતું;
મળતું ભાવે રે, શુભ વચને વા'લજ વળતું. ૫
છઠે શાણી રે, શોભા પતિવ્રતમાં સારી;
ધારી ધ્યાને રે, શિક્ષા હિતકારી સારી.
કારી કટારી રે, કટુ વચનોની નવ ધારો;
ધારો ન ધાંધલ રે, કંકાસી કુટેવ સુધારો. ૬
સાતમે શામા રે, સાસુ સસરાની સાથે;
સંપે વસજ્યો રે, શીખ ધારી, કહિ જે નાથે.

---

૧ સ્ત્રી.

હાથે કરિને રે, દારા દુખડાં નવ વો'રો;
સંતોષી થઇ રે, રહો તો સુખ આરો ઓરો. ૭
આઠમે અદકું રે, સ્વામીથી છે નવ કોઇ;
જોઇ જગમાં રે, રેંવું દુખી થાય ન કોઇ.
રોષ રામા રે, સ્વામીને નવ સંતાપો,
તાપો હરિને રે, સુખશાંતી શરિરે આપો. ૮
નોમે નારી રે, વચનો વદિ મધુર મુખેથી,
જેથી જગમાં રે, નરનારી રહો સુખેથી;
વચનો વા'લે રે, પટદઇને પતની પાળો,
ટાળો તનનો રે, અહંકાર અતિ દુખવાળો. ૯
દશમે દિલમાં રે, સાસરીયાપર શુભ પ્રીતી,
બીતી તજીને રે, ચિત્તમાં ધરવીજ પ્રતીતી;
વીતી વાતો રે, ઉરમાં ફરીને નવ આણો,
ટાળો તનથી રે, જરી દુખ દિલમાં નવ જાણો. ૧૦
એકાદશી ઉત્તમ રે, ઉરના સહુ ક્રોધ શમાવો,
સા'વો સંપજ રે, લલનાં લેવા શુભ લા'વો;
લા'વો લેવો રે, સુખ આપી સાસરીયાંને,
મીઠો મેવો રે, સાસરીયાં વચને માને, ૧૧
બારશે બાળી રે, કદિ શણગારોને સારૂ,
નવ સંતાપો રે, સ્વામીને જાણી નઠારૂં;
વારૂ વિત્તજ રે, કદિ હોય નહિ પતિ પાસે,
રહેશે એથીરે, ઉરમાં નિજ નાથ ઉદાસે. ૧૨
તેરશે તરૂણી રે, સંતોષ ધરી સ્વામીને,
રહો ઘરમાંહી રે, પૂરણ સુખડાં પામીને;
ગૌરી ગજાથી રે, અદકું નવ કારજ કે'વું,
એવું સુખ દુખ રે, શાંતી રાખીને સે'વું. ૧૩
ચૌદશે ચતુરાં રે, કયાંથી બને કંથ શ્રીવાળો,
વાળો ન મોઢું રે, અન્યના શણગાર નિહાળો;
ટાળો તનથી રે, સહુ તોર તરૂણિ તોફાની,
ફાની દુનિઆં રે, મરી જાવું એમજ માની. ૧૪

પુનમે પ્યારી રે, પતિનું સુખ ચિતમાં ચાવું
આવ્યું રહિ દુખ રે, ઓછું કરવા સજ થાવું;
પંદર તીથી રે, પૂરણ સુખવાળી જાણો,
લલ્લુની શીખ રે, વાંચી અંતરમાં આણો. ૧૫

## બાર માસ વિષે.

### ગરબી ૩૦

'શું કીજે સહિયર શું કીજે, દોયલા દહાડા કેમ જાય, મારી સજની એવા રાગ'
કારતક માસે ખુબી કરતારની, શાણી અંતરમાં ઉતાર, મારી બેની.
ઉત્પતી સ્થીતી અને લય પામે, જેની ઇચ્છાથી સંસાર; મારી બેની,
એ અવીનાશીયે અક્કલ આપી, તરવા આ સંસાર. મારી બેની,
તો શાને ભૂલી ભટકી આ ભવમાં, ખોળે ખૂવે અવતાર, મારી બેની. ૧
માગશરે આજ્ઞા છે સદા પિતાની, વિદ્યા ભણી થા વિદ્વાન, મારી બેની,
તજજે નઠારી છે ટેવ તુજ તનમાં, મનમાં ખોટું ન ધર માન, મારી બેની
મનુષ્ય જાતીનું ભલું કરવાને, સરજાવી છે આ સંસાર; મારી બેની.
શાને ભૂલે ભુંડી આળસુ થઇને, ધર્મ ધારો ચિત ધાર, મારી બેની. ૨
પોષ માસે પરવશ કાં અજ્ઞાને, બેડીમાં ગઇ શું બંધાઇ, મારી બેની.
જ્ઞાન ગતી ગ્રહી તોડજે બંધન, વિદ્યાને વા'લથી સાહી મારી બેની;
પોતા જેવી બીજીને દેખી દુખમાં, અંતર કરજે વિચાર મારી બેની. ૩
માહા માસે માતુની તુજ મનમાં, દેશ સ્થિતિ જો વિચાર; મારી બેની.
તુંથી થતી પ્રજા કેવી દુખી છે, છે ન જો તુજ સવીચાર, મારી બેની.
વૃક્ષને વિદ્યા [1]વારી નથી પાસે, ફળ તેનાં નબળાં નિરધાર, મારી બેની.
તારે અજ્ઞાનેથી [2]અર્ભકો તારાં, ખાસાં બનેછે ખુવાર, મારી બેની. ૪
ફાગણ માંહીં ફોગટ કાં ગુમાવે, હાંસલ કરિયું હરામ; મારી બેની.
વીંટાઇ રહિ શાને વેવલી વાતે, લેશ કર્યું નહિ કામ. મારી બેની.
નીતીવાળી તેં પ્રજા નથી કીધી, દેશની દિલમાં ન દાઝ; મારી બેની.
દેશતણું ભર દરિઆમાં ડોલે, તારા અજ્ઞાનથી [3]ઝાઝ. મારી બેની. ૫
ચૈત્રમાં ચતુરાં થઇ શાને ચૂકે, ચતુરાઇનો દે ચિતાર; મારી બેની.
અર્ભક અંતરમાં તું સમાગમે, પ્રગટે સદા સુવિચાર, મારી બેની.
દેશની દાઝ જાણે એના દિલમાં, શીખે વિદ્યાથી વિવેક; મારી બેની.

---

૧ પાણી. ૨ છોકરાં. ૩ વહાણ.

વેગી બની બાળકો આથડે ના, તનની ગુમાનીને ટે૦. મારી બેની. ૬
વેશાક વા'લ [1]વપૂમાં ધરીને, સદગુણ ચિત્તમાં ઉતાર; મારી બેની.
જેમ બને ઝટ બાળ વિવેકી, તોછડાં નહિ તલભાર. મારી બેની.
અવિવેકી બાળથી અવનીમાં તુજને, આખર છે અપમાન, મારી બેની.
ડાહપણ તારૂં તેના દિલમાં ધર, ગૌરી તજીને ગુમાન, મારી બેની. ૭
જોડે સદા જશ લેવું જગતમાં, સિદ્ધ કરી શુભ કામ. મારી બેની.
દુષ્ટતાથી દૂર રહે જે ડરીને, તજજે તું તોર તમામ. મારી બેની.
સત સંગનો રંગ અંગ લગાડી, માડી તું બન મસ્તાન; મારી બેની.
લાભ દે રૂડો બીજી લલનાને, [2]મહિમાં તું મેળવ માન; મારી બેની. ૮
અખાડે આથી જાજે અનીતીથી, નીતી [3]પીયુષ કર પાન. મારી બેની;
કાંટો અનીતીનો કાઢ કળેથી, [4]ભારતીથી લઇ ભાન; મારી બેની.
નાણું છે નીચ નીતી રીતી ઉંચી, સમજજે આ સંસાર. મારી બેની.
નીતી વિના ધર્મ રીતીછે ઢોંગી, સમજ શાણી વાર વાર; મારી બેની. ૯
શ્રાવણમાં સૂત્રીપતિ શોધવાને, ભૂલીને કાં ભટકાય. મારી બેની.
સ્વામીરૂપી [5]સેતૂ છે તે જડયાનો, કાં અરણ્યે અથડાય ? મારી બેની.
સંપસાહી સ્વામી સાથે નીતીથી, રે'તો પ્રભૂ નથી દુર; મારી બેની.
ગંગા ગઈ દુરગુણના તજ્યા તો, જોખમ જગમાં જરૂર. મારી બેની. ૧૦
બાદરને ભવ્ય ભરત ભૂમીમાં, ભામની ભણતર હીણ; મારી બેની.
એથી પ્રજામાં અજ્ઞાન અધિક છે, દેશ દુખી ગતીદિન. મારી બેની.
પરતંત્ર પરદેશી હાથે બન્યો તે, ચૂક તમારી સદાય; મારી બેની.
થડ મજબૂતથી વૃક્ષ ડગે ના, છો વાયરો વધૂ વા'ય. મારી બેની.
આસો માસે આર્યોદય થવા આપું, શીખ શાણી ધરો ધ્યાન.
સંપસાહી નીતી રીતીથી ચાલો, ગુણિયલ થઇ ગ્રહો જ્ઞાન; મારી બેની.
દેશની દાઝ ડાહી દીલધારો, બાળ કરો બહાદૂર. મારી બેની.
લલ્લુ લાયક લલના જો બને તો, આર્ય ઉદય નથી દુર; મારી બેની. ૧૨

## પ્રતિવૃત પાળવા વિષે.

### ગરબી ૩૧.

" સુણો શામળા હું તુજ માટે ઘેલી થઇ જો " એ રાગ.

પતિવ્રત બેન પ્રીત થકી પાળજ્યો જો;

---

૧ શરીર ૨ પૃથ્વિ. ૩ અમૃત. ૪ વિદ્યા. ૫ પાજસડક.

દુર મતી બધાં દૂર નિત્ય ટાળજ્યો જો. પતી૦ ૧.
આજ્ઞા અહરનીશ પતી તણી પાળવી જો;
કદી ઉર થકી એ નહિ વીસારવી જો. પતી૦ ૨
શુભ ચાલથી નિજ નાથને રીઝાવવો જો;
દુષ્ટ ચાલ ગ્રહી કંથ ન ખીજાવવો જો. પતી૦ ૩
સેવા કરી સ્વામી તણી સ્નેહથી જો;
ટટો કલેશને દુર રાખ એની ગેહથી જો. પતી૦ ૪
વચન મિષ્ટ વદી વહાલ ઉપજાવવું જો,
રીઝે તે રિતે નીતીથી મન રીઝાવવું જો. પતી૦ ૫
સ્નેહ રાખવો સબંધી સાથમાં અતી જો;
એથી ટળશે શિર થકી બધી વિપત્તી જો. પતી૦ ૬
ભલા દાખલા બનેલ યાદ આણીયે જો;
પછી પતિ તણા મહત્વને પિછાનીયે જો. પતી૦ ૭
સતી સીતા આદી સર્વે થઇ જે સતી જો;
વેઠી કંથ સાથ નશી વડી વિપત્તી જો. પતી૦ ૮
હૃદય વજ્ર કરી વાત ઉરે ધારીયે જો;
ચિત્તથી સ્વામિ ભક્તિ ના વિસારીય જો. પતી૦ ૯
એથી મળશે અધીક માન મહિ વિષે જો;
દુષ્ટ વાસના દિલેથી દુર ખશી જશે જો. પતી૦ ૧૦
એવા લાભ છે અથાગ પતી ભકિતમાં જો;
કામ સેલ છે તમારી બેન શકિતમાં જો. પતી૦ ૧૧
ભલો ભાવ ભરથાર પરે રાખીયે જો;
દુષ્ટ વચન કદી તેહને ન ભાખીયે જો. પતી૦ ૧૨
સ્વામી સેવનાથી સુખ મળેછ સ્વર્ગમાં જો;
એવી વાતો વદાય પંડિત વર્ગમાં જો. પતી૦ ૧૩
એથી લાભ છે વિશેષ તે વિચારજ્યો જો;
લલ્લુ વચનો પ્રીતેથી ઉરે ધરજ્યો જો. પતી૦ ૧૪

## સ્ત્રી શિક્ષા.

### ગરબો ૩૨

"શિવજી બિરાજે છે, નૃત્ય આદે સંગીત નાદ" એ રાગ.

રાણી તું સાંભળ કાન, આ શીખ મારી;

તજ તનનું અભિમાન, નાદાન થામાં તું નારી. ટેક.
આરી સંસાર ભૂલી ભવ્યતામાં, કાં અરણ્યે અથડાય; આ શીખ.
પૂર્વ તણું ફળ લઇ અહીં આવી, કાં શોચ કર ચિતમાંય; આ શીખ.
શાને સંતાપે કુવચન વદીને, પાપની બાંધ કાં પાળ. આ. શીખ.
દુષ્કર્મમાં સૂખ કોઇયે ન દીઠું, દીઠું તો આળ પંપાળ; આ શીખ.
શિર જોને સૃષ્ટિ પતિનો સદા ભય, મરણે નથી છૂટકાર; આ શીખ.
નીચ જનમ લેવા કામ નીચાંથી, પામવું દુખ પારાવાર. આ શીખ.
શો શણગારમાં પ્યાર ધરે તું, હાલો છે સ્થુળને ભાર; આ શીખ.
ન મળે બળે જીવ, દુઃખ અવરને, ભુંડાં લાગો ભરથાર. આ શીખ.
સ્વાદ સૂખડિનો શો છે? આભૂષણમાં, દૂષણ કાં તું દેખાડ? આ શીખ.
મહા મૂલો મનખો મહિમાંને, વિત્ત સાટે કાં વણ સાડ? આ શીખ.
નાથનો નેહ નભાવવાની રીત, સત્ય તારો શણગાર; આ શીખ.
બેડી કદી ભરી ભાર આભરણનો, પતિપ્યાર વિણ એ અંગાર. આ શીખ.
શાને બીજાની શીખવણીથી બોલે, નાથને વચન નાદાન; આ શીખ.
ભોગવવું નથી દુઃખ અવરને, તું દુખનું છો નિશાન. આ શીખ.
સ્વાર્થ વિચાર સાંભળતાં અવર શિખ, અંતર પછીથી ઉતાર; આ શીખ.
કાંથા ઉતાવળી અણસમજુ બની, બગડે તારો સંસાર. આ શીખ.
કામ અવર તારે હાથે કરાવે, જોવા તારા બુરા હાલ; આ શીખ.
લલ્લુ બીજાને શું તારૂં બગાડતાં, ન્યાળે થયાં ગણી ન્યાલ. આ શીખ.

## છાજીયાં લેવા વિષે.

### ગરબી ૩૩

" ઓ અરદેશર, તારોરે ડંકો રે સુરત શે'રમાં " એ રાગ

શાણી બેની, ચોરે ચૌટે શાને લોછો છાજિયાં?
બંધુ બંધ કરો, લલના ના લલકારો રસ્તે રાજિયા.
કૂટવાથી કાનામાં દુખ છે, વળિ ચાલ નઠારો નિંદક છે;
પણ મતિહિનને મન મહા સુખ છે. શાણી. ૧
નવ કૂટી જાણે કો નારી, બીજી હસશે ફુવડ ધારી;
નથિ કંઇ જાણતી કે' લલકારી. શાણી. ૨
સાંમું થાતાં નથિ આવડતું, ત્યમ અધુરૂં બોલિ મૂકે પડતું;
એ બધિઓને મન અણગમતું. શાણી ૩

મરણે કૂટતી કૂદી કૂદી, હાંસલવિણુ જાઇ હૈયાકુટી;
એની તો દુનિયાં છે જૂદી. શાણી ૪
કુટવું છે પ્યારૂં નિજ મતમાં, બચપણથિ પડે એ ખટપટમાં;
એવરત અને મેળાકતમાં. શાણી. ૫
શાળા કૂટયાની મંડાશે, ચોરે ચોટે મળી કૂટાશે.
આવડતાં મનમાં મકલાશે. શાણી. ૬
શાળા શાખાની વરસ દિને, કૂટવાને દાખલ શિક્ષ કરે;
થઇ એડયુએટ ગુમાન ધરે. શાણી. ૭
કો હોંશ ધરી કુટવા જાતી, પછિ ડાંપણુવાળી કે'વાતી;
હૈયાકુટી છાતી રાતી. શાણી ૮
હળવો પડતાં કર મુખ ઉચરે, નથિ લાકડું ભાગ્યું મરણુ ખરે;
હાય હાય કરે ઉંચી ઉછળે. શાણી. ૯
જો કમ કૂટે બીજી નારી, કહે પટેલ થઇ કોઈ પડકારી;
ઠરડી કાઢયાનિ ગતિ ધારી. શાણી. ૧૦
કૂટવાથી સ્વર્ગ ન સાંપડતું, ગુજરેલું પાછું નથિ વળતું;
ખારું શાને મૂકો પડતું. શાણી. ૧૧
અંતર જેનું એવું મરણે, તેનું અંતર અંદરથિ રડે;
કો' પાવઇને પ.નો શું ચડે. શાણી ૧૨
કુટનારી છે વિણુ સગપણુની, શું દાઝ ધરે એ અંતરની ?
આ ઘેલાઇ શી છે ઘરઘરની શાણી. ૧૩
કૂટવાથી દિલમાં દુખ થાતું, છાતીનું રૂધિર બગડી જાતું;
બાળક પય પી દરદી થાતું. શાણી. ૧૪
ઘુંદાશે નસ નક્કર મારે, ફરતું રૂધિર અટકે ત્યારે;
મરિ જાય અચાનક કો વારે. શાણી. ૧૫
બગડિણુ બાળક પય પીનામાં, પણુ માતુનું સુખ કૂટયામાં!
બાળક મરતાં નાની વયમાં. શાણી. ૧૬
કમ થાય કૂટે કમ તો નિકળે, જમધામ જશે ન વિચાર ધરે;
લલ્લુ છે સત્ય મુખે ઉચરે. શાણી. ૧૭

## સામાન્ય બોધ.

"આવી મોટા ઘરની જાન વેવાઇઓ." એ રાગ.

શીખ આપી ધારો ધ્યાન, શાણીબા, મહિમાં પામો મોટું માન, શાણીબા. ૧

વાંચી વિવેકે વિચારો, શાણીબા; ડુબતા દેશને તારો, શાણીબા. ૨
ચટકો લાગે કદી ચીત, શાણીબા; કડવું ઓસડ કરે હીત, શાણીબા. ૩
મતથી વિરૂદ્ધ કદાપી, શાણીબા, લાગે, જોજે ગૂણ માપી, શાણીબા. ૪
જેનો તમેછો આધાર, શાણીબા; તેછે તમોથી ટટ્ટાર, શાણીબા. ૫
પણ ખશી કોરે ન બેસો, શાણીબા; અજ્ઞાનનિધિમાં ન પેસો, શાણીબા. ૬
તાંજ ઘો નઠારી જે ટેવો, શાણીબા; સુકૃત કરી જશ લેવો, શાણીબા. ૭
ઓસડ કડવું માબાપ, શાણીબા; દે શીશુ હણવાને તાપ શાણીબા. ૮
છે કટૂ પણ હીતકારી, શાણીબા; શીખ વિવેકે ઉચારી, શાણીબા. ૯
ઉઠો તજી અવીચાર, શાણીબા; દેશનો કરવા ઉદ્ધાર, શાણીબા. ૧૦
વ્હેમને આપે વીદારો, શાણીબા; શસ્ત્રવિદ્યા કર ધારો શાણીબા, ૧૧
કાપવું કુમતીનું રાજ, શાણીબા; સુમતીનો શિર ધરો તાજ, શાણીબા. ૧૨
વાંચીને કરજે વિચાર, શાણીબા; ખોટું લાગે તલભાર, શાણીબા. ૧૩
તો તું વિચારીને જોજે, શાણીબા; સંશય મનડાનો ખોજે, શાણીબા ૧૪
દેશની ધરજે તું દાઝ, શાણીબા; તારવા કરજે ઇલાજ, શાણીબા. ૧૫
નાવીક સંસાર માંહીં, શાણીબા; તારાથી અવર છે નાહીં, શાણીબા. ૧૬
હોય નાવીક નઠોર, શાણીબા; વા'ણનું શું પછી જોર, શાણીબા. ૧૭
અભણ આર્યાવૃત માંહી, શાણીબા: બાળા સૂકાન રહિ સાહી, શાણીબા. ૧૮
ભામની ભણતર હીન, શાણીબા; દેશદશા દીસે દીન, શાણીબા. ૧૯
સુધરવા આ શીખ સારી, શાણીબા; વધવા. વિવેક ઉચ્ચારી, શાણીબા. ૨૦
અવસરે શીખ ન દઉં આજ, શાણીબા; ભલ્લુ લાખો ટકા લાજ, શાણીબા. ૨૧



# અર્પણ અત્રિકા.

## શેઠ ચાંપશી ભાઇ પરબત લધા. શ્રી મુંબઈ.

### સવૈયા એકત્રીશા.

ભારતિ ઉપર ભાવ વધારે કવિતા વેલિપરે વધુ વ્હાલ,
દક્ષ તણાં પુસ્તક વાંચ્યાનો અંતર અતિશય છે ઉત્સાહ;
ભારતમાં કુચાલ થકી જે વધતો રોજ વિરોધ જણાય,
સમજીને અંતરમાં સઘળું ચિતમાં તેને હણવા ચ્હાય. ૧
બાળલગ્નથી થતી ખરાબી બાળક શાં બનતાં બેહાલ,
નિર્બળ થાતા આર્ય તણુજો બળ બુદ્ધીમાં રહે પછાત;
પાપણુ ન કરે પંડતણું ત્યાં પત્ની જઇ પરણાવે બાપ,
અવર ઓથથી ઉછરે અર્ભક એ જાણી ચિતમાં સંતાપ. ૨
બાપ થવાનો વખત ન આવે બચ્ચાં જેવો રખડે બા'ર,
તે ટાણે બાપો થઇ બેસે બાળ લગ્નથી નાનો બાળ;
પોષણુ કરવાની નહિ શકતી ત્યાં લાગે પતન.નો પાસ,
શ્વાસો શ્વાસે જાય જીંદગી આખર થાતી પ્રજાવિનાશ. ૩
એ નુકશાની જાણો અંતર દેશ ઉન્નતી ક્યારે થાય,
એવી ચિત ચિતવણિ હરનિશ યોજે ઘટતા સદા ઉપાય;
કવિતા વાંચ્યાનો નિજ અંતર નિરંતર નિરખું ઉત્સાહ,
વણિક ખરા વિદ્યા વેપારી એથી મુજ અતર અતિ ભાવ. ૪
દશા ઓશવાળનિ જ્ઞાતીમાં જન્મ ધર્યો ઉત્તમ કુળ માંય,
પરબત લધા તણા સપુત સુત ચાંપશી સુજ્ઞજનો ચિતચા'ય;
વ્યસન વિદ્વતા તણું વધારે પુસ્તક વાંચન પર બહુ પ્યાર,
ગ્રંથ ખરચીને ગ્રંથ ખરીદો આશ્રય ગુણિજનને દેનાર. ૫
ભાવ ધર્યો મારી કવિતાપર સદા ધારતા શુદ્ધ વિચાર,
વ્હાલ અધિક મુજપર દર્શાવો પ્રતિદિન પૂરણુ રાખી પ્યાર;
એમાં થવા અધીક ઉમેરો અર્પું મારૂં પુસ્તક આજ,
ચાંપશી શેઠ વધે મુજ મૈત્રી સ્વિકારશો નહિ પાડોનાજ. ૬

### દોહરો.

સ્વચ્છ બુદ્ધિ સાદાઈ ચિત, ચારૂ નિત્ય ચરિત્ર;
આર્યોપદેશ ઉત્સાહથી, અર્પું ચાંપશી મિત્ર. ૭

ઓઝા લલ્લુભાઈ કાળીદાસ.
ગ્રંથ કર્તા.

# आर्योपदेश.

## ઇશ્વર સ્તુતિ.

### ઉધોર છંદ.

વંદુ હાથ જોડી નાથ, દિન[1] શિર નાથ સ્થાપો.
અખિલે આપનો આધાર, સૃષ્ટિતણા સરજનહાર. ૧
સરવે સૃષ્ટિનો મહિમાય, નાથજિ આપથી સુહાય;
વિધ વિધ સકળ પામે સૂખ, રંચ ન દીલ તેને દુઃખ. ૨
એ સહુ આપનો પરતાપ, સહુ પ્રાણી તણા માબાપ;
સાક્ષી સર્વનો તું એક, ઠાલી ઠામ તુંથિ ન છેક. ૩
વ્યાપક વિશ્વમાં મહારાજ, સહુ પ્રાણી તણા શિરતાજ[2];
રક્ષા સકળની કરનાર, દિનનાં દુખ તું હરનાર. ૪
મરજી તારિ જો મા'રાજ, તો બગડે ન એકે કાજ;
અંધો થાય ચક્ષુવાન, મુંગો થાય મહાવિદવાન. ૫
પંગુ પર્વતે અડિ જાય, ગુંગો ગાન સરવે ગાય;
કદ્રુપ થાય કામ સમાન, જો તું મે'ર કર ભગવાન. ૬
કરણા તારિ છેજ સમર્થ, એ વિણુ એક ન સરે અર્થ
દિનને શિર ઢળે નિત છત્ર, આજ્ઞા વિણુ ન ચાલે પત્ર. ૭
કોટી[3] ભાનુના કરનાર, વિનતી ધ્યાન મારીધાર;
અમૃત દ્રષ્ટી કરજો નાથ, મુજ શિર નાથ થાપો હાથ. ૮
આર્યાવ્રત તણું અખિલેશ, કરવા તાત ધારો બેશ;
જેથી દેશિ સુખિયા થાય, મન કદિ તે નહીં મુંઝાય. ૧૦
એવી કર કૃપા જો તાત, સાંભળ દીન જાણી વાત;
મારા દેશીઓ દુખ માંહિં, ડૂબેલા દિસે જ્યાં ત્યાંય ૧૦
થાતા વહેમના શીકાર, ખાંતે સર્વે થાય ખુવાર;
વે'મ સમુદ્ર માંહિં તણાય, તેને કોણ લેવા ધાય. ૧૧
બાળ્યાં બાળલગ્ને બાળ, આણ્યો [1]કારમ્યો તો કાળ;

૧ રંક. ૨ મુગટ. ૩ સૂર્ય.

ચિતમાં સુણી ઉઠે જ્વાળ, રાખ્યો ઝાલિ [2]વિષધર [3]વ્યાલ. ૧૨
કરડે પ્રાણ પળમાં જાય, તોયે દોડિ તેને સ્હાય;
હાથે કરીને હેરાન, બાળ બનાવિયા બે ભાન. ૧૩
દિલ તેની દયા નહિલેશ, કકળે તેથી આખો દેશ;
કાચી કેરિ વેડી ખાય, સરવે સ્વાદ સોષઇ જાય. ૧૩
કાચાં જો ફળો વેડાય, તેનાં બીજ કાચાં થાય;
વારે ઉલટો વીનાશ, બિજમાં પુર્ણ હોય કચાશ. ૧૫
તેથી પ્રજા નબળી થાય, દુખિયા દેશીઓ દેખાય;
મરિ જ્યમ મરે નાનાં બાળ, આવે અવધ વિણતો કાળ. ૧૬
પ્રભાતે જે ખિલ્યું ગૂલાબ, તોડે તો થવાનું ખરાબ,
પાકે સાંજરે ભરપૂર, છે નુકશાન ચિંતા દૂર. ૧૭
આપે ઉલટો સૂવાસ, પ્રીતે રહી સજ્જન પાસ.
ત્યમ ગૂલાબ સમ છે બાળ, તેને લગ્ન તો વિકાળ; ૧૮
જો વય પકવ તેની થાય, લગ્ને ના જરી ચિંતાય;
વય વિણ લગ્ન જો કદિ થાય, બળિને બાળકો મરી જાય. ૧૯
કરમાઇ જાય ફુલની જેમ,, કાં'તે જીવશે પ્રભુ કેમ;
અગણિત મરે આથી બાળ, ખાંતે થાય દેશિ ખુવાર. ૨૦
તો પણ તજે નહિ તે રીત, એ લાગે મને વિપ્રીત;
તેને શીખ દેવા કાજ, નિકળ્યો માર્ગ હું મા'રાજ. ૨૧
હણવા વે'મની જડ રેખ, તેમાં મારવાને મેખ;
ઉરમાં એવી મુજ ઇચ્છાય, તેમાં નાથ થાશો સ્હાય. ૨૨
બંધન તોડવા બળવાન, દેવા આર્ય જનને જ્ઞાન;
જ્યમતે તજે ઝટ કુચાલ, ધારે સુધરવાને હાલ. ૨૩
એવું જ્ઞાન દેવા માટ, નિકળ્યો છું વિભૂ હું વાટ;
અભિવંદન કરૂં અખિલેશ[1], મારૂં કાર્ય કરજે બેશ. ૨૪

## વાંચનારને

### સોરઠા.

ફાર ફરિ આ ફરિયાદ, હેતુ સુણજ્યો હીંદના;
બાળકની બરબાદ, જાળવજ્યો જતિ જીંદગી. ૧

૧. એકદમ. ૨ ઝેરી. ૩ સર્પ.

દેવી દીસે દુષ્ટ, હત ભાગી આ હિંદમાં;
પૂરણ થઇ છે પુષ્ટ, શિશુ શોણિતનું પાન કરી. ૨
બકરાં કયાં પોકાર, કસાઇ સામો જઇ કરે;
ત્યમ બાળક બેકાર, રે'સાતાં રોવે ઢીંગાં. ૩
શાણા સમજ્યો ચિત, હિત ગણી નિજ બાળનું;
તજિ દ્યો અનુચિત રીત, ઉદય થવાને આર્યનો. ૪
પ્રજા ઉપરજો પ્યાર, દેશિ બંધુ દિલમાં ધરો;
તજિ દઇ સહુ તકરાર, બાળ લગ્ન બંધ કરો. ૫

## આર્યની અધમ સ્થિતિ.

### દોહરા.

અધમ સ્થિતિ જોઇ આર્યની, આંખે ભરતાં નીર;
પ્રજા પતિત પ્રતિદિન થતી, નથી ધરાતી ધીર. ૧
નર નિરમાલ્ય દિસે સદા, નબળે નબળુ થાય;
સત્ય શૌર્યતા લુપિ ગયાં, એ કયમ દેખિ ખમાય. ૨
વડવા જેના વિશ્વમાં, પુર્ણ હતા પ્રખ્યાત;
તનુજો તેના આ સમય, સે'તા સહુની લાત. ૩
નાથ હોય નિરમાલ્ય તો, નારી વિધવા વેશ;—
જિવતે ધણિયે ભોગવે, એ ગણાય કયમ બેશ ? ૪
ઉંચ તુખમ[૨] આર્યોતણું, અધમ આજ દેખાય;
હાથે કરિહાની કરી, અવર કરે શું ઉપાય ? ૫
પણ હજી એ છે હાથમાં, જોજરિ ધરિયે ધ્યાન,
બાળ લગ્નની બાથમાં, આવ્યાનું આ જ્યાન[૩] ૬
બાથ તોડિ બા'દૂર નર, નિકળે જો કદિ બા'રે,
તો પાછો ઉદ્ભવ થશે, આર્યાવૃતનો ભ્હાર[૪] ૭
મા'જન મહત દયાળુ થઇ, આપે દિનને દાન,
પ્રાણી સહુને પાળવાં, એ છે ઉમદા જ્ઞાન. ૮
પ્રાણીના પાળક થયા, તનુજો ટાળક તાત;
આદર આપે અવરને, હણે સ્વજનને લાત. ૯

---

૧ પ્રભુ. ૨ બીજ. ૩ નુકશાન. ૪ ભભકો.

કોએ કયમ સાંખી શકે, જે સાચા નર શૂર.
પ્રાણિ પાળિ બાળક હણે, કેમ ન કહિયે ક્રૂર. ૧૦
બાળ લગનથી બાળ સહુ, હાથે જાય હણાઇ.
તોયે મા'જન મનવિષે, દયા ન ધારે કાંઇ. ૧૧
અર્ભક ઉપર અતિદયા, આવે આ ઉર માંય;
હું તેથી કહું કરગરી, અરજી મા'જન માંય. ૧૨

સોરઠા.

અરજી ધરજ્યો ઉર, પ્રતિપાળક પ્રાણી તણા;
ચિતમાં ધારી શૂર, શિશુ સંકટ સહુ છેદવાં.

મનહર છંદ.

હિત ચિત ધારીને ઉચારી તે વિચારી જુઓ,
પ્રજા હિતકારી કારી કષ્ટ હરનારી છે,
પ્રજાને છે પ્યારી નારી, ન્યાયથી જરાય નહિ,
સ્મૃધી સારીને વધારી સૂખ આપનારી છે;
દુર્ગુણ ડરાવનારી જ્ઞાનને ધરાવનારી,
શૈર્યતાને સ્થાપનારી, ક્લેશ કાપનારીછે,
વ્હાલને વધારનારી સૂખી જેથી નરનારી,
લલ્લુ એમ ધારી સારી અરજી ઉચારી છે. ૧
બાયલા બનાવ્યા બાળ લગ્ન થકી બાળકોને,
શૈર્યતાને સ્મૃધી બધી એ થકી બળી ગઇ,
નર નિરમાલ્ય દિસે કૈવતન કાંય દિસે;
ફોગટ ભરાય દિસે નસમાં નરમ થઇ:
પ્રૌઢ પરાક્રમી શવા પ્રજાને અશક્ત કીધી,
બકરી સમાન બળહીણ તો બની ગઇ,
બાળ્યો ભવ બાધો તેને શી રીતે મળે સુ સાંધો,
લલ્લુ લાંબો વાંધો દેશ કમાણી કમી થઇ. ૨
જુવાનીનું જોર ત્યારે દોર બાળલગ્ન તણો,
કર્યાં કમજોર નાનાં બાળકને મારીને;
ઉગ્યો જયાં ઉમંગે છોડ અવનીથી ઉપર ત્યાં,
કાપવા કોશિષ કરી છરી હાથ ધારીને;

કડો વૃક્ષ જેમ કેમ ફેલાય એ છેડ, હોડ,—
કરી શકે કેમ જુઓ વપૂમાં વિચારોને,
છોડવો સુકાય તેમ બાળ મરી જાય, લલ્લુ—
દિલે દુખી થાય ત્યારે કેવાય ખુખારોને. ૩
પુત્રનો પ્રસવ થાય અંગ આનંદે ભરાય,
ધન્ય જન્મ તો ધરાય બાળ ન્યાળી નાળાને,
વંશનો એ અંશ રહ્યો આપણી પશ્ચાત તેનો,
કરો કેમ ધ્વંશ બાળ લગ્ન થકી બાળીને;
નથી નુકશાન કર્યું ધન ખર્ચું નથી કર્યું,
મારવાને મન કર્યું છરી લાય ધારીને,
લેશ નથી લાભ ખોટનો ખરો વેપાર, ખ્વાર,—
લલ્લુ નર નાર જુઓ વાલથી વિચારીને. ૪

## માબાપને શું સત્તા છે ?

### દોહરા.

જોડું જે શુભ પ્રેમનું, આ જગતમાં જોડાય,
આપ પ્રીતિ વિણ અવરથી, શાનું એ સંધાય! ૧
પાલન કરવું પુત્રનું, માત તાત અધિકાર;
જન્મ સુધી કારાગૃહે, ધરિ નવ શકે ધરાર. ૨
લગની[1] નહી લઘુ સૂતની, છતાં લગ્ન જે થાય;
પરલગનીઓ લગન તે, લાયક કયમ લેખાય ? ૩
કસાઇ રેંસે કોટિધા, પ્રાણી પૃથ્વી માંય;
પણ દુખિ કરીને મારતાં, એ પણ દિલ દુભાય, ૪
કસાઇથી પણ ક્રૂરતા, ધરે આજ માબાપ;
જે વેઠે દુઃખ સુત સુતા, તેનો નહિ પરિતાપ ૫
રીબાતાં દેખી કહે, પુર્વ તણો સંજોગ;
પણ આપે કર્યું નવ કહે, એ ગણાય નહી ગોગ્ય. ૬
કરે લગ્ન જાતે જઇ, માબાપો મતિમાન;
એ વખતે હોતી નથી, અર્ભકને જરિ સાન. ૭
સારૂં નઠારૂં ન શિશુ જુએ, સમજે નહિ શું લગ્ન,

૧ પ્રીત.

પે'રી ઓઢી અર્ભકો, મનમાં થાતા મગ્ન. ૮
પણશો હેતુ પરણવે, પડશે તેનો પાર;
તે જાણી જરિ નવ શકે, તો કયમ કરે કરાર. ૯
કરાર કરતાં કોડથી, બાળ વતી માબાપ;
દુખિયાં દેખી કે' પછી, પૂર્વ તણાં એ પાપ. ૧૦
પાપ રૂપ પોતે ખરાં, પૂર્વ પુત્રથી હોય;
તે પુર્વજના પાપથી, બળે બાળ સહુ કોય. ૧૧
પૂર્વ તણાં પાપો બધાં, માબાપોથી થાય,
તે પાપોથી પાછળે, પુત્ર પુત્રી પીડાય. ૧૨
જન્મ દુખી જે જન કરે, પિતાં છતાં પેજાર.[૨]
ઘટે મારવી મુંડકે, બાળ કરે જે ખ્વાર. ૧૩
પ્રેમિ ઝરો જે પીંડમાં, પડિયો પડદામાંય,
પ્રેમી પડદો પાડશે, અવર થકી ન ઉંચકાય. ૧૪
પડદો નથિ પ્રીછતાં, અંધ આજ માબાપ;
પણ પડતો તોડી પ્રાણ લે, બદો અધરમી આપ. ૧૫
જોડું જોડયા આગળે, કરે વિચાર ન કાંય;
નબળે કે નઠ્ઠર થશે, એ જરિ નહીં ઉરમાંય. ૧૬
એક બીજાના પ્રેમનો, એ લગ્નેથી નાશ;
બેસે નહિ કો રંગનો, કાળે કપડે પાસ. ૧૭
લોક લાજથી મન ડરે, નહિ પ્રીતીની લાજ;
એથી હરામી આ સમય, કાળાં થાય કુકાજ. ૧૮
જન્મારો જ્યાં જોડવો, મન નવ મળે જરાય;
જોડી દીધે જોરમાં, ક્યમ સુખ શાંતી થાય. ૧૯
પણ એ શા સારૂ પ્રિછે, જે લા'વો લેનાર;
સતી બળે જ્યમ ચે'વિષે, અવર કરે ઉચ્ચાર. ૨૦
દાવાનળ સંસારમાં, ચિતા ઉપર ધરિ બાળ;
હેરે હર્ષે હિન્દુઓ, કેમ થાય છે કાળ. ૨૧
વિણ હકથી વચમાં પડે, કરિ ડા'પણનો ડોળ;
બાળકને બેહાલ કરી, રે'સી પાડે રોળ. ૨૨
અવર તણો અધિકાર શો, કરે અવર કબુલાત;
લલ્લુ એ કરનારને, લાયક હણવી લાત. ૨૩

## મનહર છંદ.

અર્ભકને ઉછેરવાં આણીને ઉમંગ ઉર,
ભાવે ભરપુર રોજ રોજ રાજી રાખવાં;
કેલવણી તણો કાર શ્રીકાર સદૈવ જાણી,
પૂરી રીતે કેળવો પીયૂશ રસ ચાખવા;
વેમતણી જાળમાં વીંટાયના સંભાળ રાખી,
સુધારાના સાર ભલી રીતે ગૂખ ભાખવા;
સંપસાહી સંસારમાં સારી રીતે સુખી રહે,
દહે દીલ દાહ એવા દુઃખમાં ન નાંખવાં ૨
પ્રજાપર ધારી પ્રીત હીત ચીત ચારૂ ચાહી,
કદી વીપરીત રીત અંતર ન રાખવી;
વારસો વહાલ ધરી વધૂ વિદ્વતાનો હદ,
અવિદ્યા આધિન વૃતિ વસી, કાઢી નાંખવી;
[1]ભારતી ના સ્વાદ થકી પારતી પછાત નહી,
વિવેક વૃતીની વેલી વધતી વધારવી;
ધારવી ધરામાં ધ્યાને પીડા પુત્ર પુત્રી તણી,
સદ્વૃતિ વધારવીને સંગતી સુધારવી. ૨

## વસંતતિલકા છંદ.

ધારે વિવેક વપુમાં વૃતિ સારિ રાખે,
આનંદ યુક્ત સુત વાણિ સદૈવ ભાખે;
ભાખે સુબોધ સમજે સઘળી રિતીને,
પ્રીછે સુપૂત ચિત ચાહિ રહે નિતીને. ૨૬
રાખે સદૈવ શુભ માન મહાન કેરૂં,
શાંતિ ધરેજ ચિતમાં ન વદે વધેરૂં;
ધારે પ્રયાસ નિજ સ્થિતિ સુધારવાને,
કૂછંદ ફંદ સત સંગથિ મારવાને. ૨૭
રોજી હમેસ રળતો રહિ રાજિ રાજી,
કોદી ન આવી વદતો દુઃખીશું પિતાજી;
તાજી તમામ વૃતિ ભારતિ ભીંતરે છે,

1 વિદ્યા

સાંગે પિતા સુત તણું શુભ તો કરે છે. ૨૮
પામે વિશેષ વડિલાઈ વસે સુસંપે,
જંપે જરીન [2]અરિ, ત્રાસિ હમેશ કંપે;
જે [3]વીર્યવાન વિદ્વાન વિદેશ માંહી,
પામે અધીક સરસાઇ કરે કમાઇ. ૨૯
પીતાથિ પુત્ર વધતી ધરિને પ્રતિષ્ઠા,
પ્રાણાંત થાય તદપી ન કરે કુનિષ્ઠા;
નીતિ તણા નિયમમાં હરનીશ ચાલે
ઝાલે કુપંથ કદિના તન દુ:ખ સાલે. ૩૦

## દોહરા.

આપ થકી અધિકો બને, એ વિચાર ઉરમાંય,
રાખે માબાપો રુદાં, પણ નવ [4]શિશુ રે'સાય. ૩૧
ઉત્પતી પ્રજા તણી કરે, પાળે ધારી પ્યાર,
પણ તેને નવ હણિ શકે. તાત છતાં તલવાર. ૩૨
સત્તા સુત વધારવા, ધારે ચિત માબાપ,
પણ પરતંત્ર ન કરિ શકે, કરતાં પાપી છાપ. ૩૩
પ્રેમ સ્વતંત્રજ પ્રાણિનો, પેખી જો પરખાય,
આપ વગર નર અવરથી, કોને કદિ ન અપાય. ૩૪
મિલ્કત બીજા મનુષ્યની, નિર્મળ ધારી મન,
આપે જઇ જો અવરને, તો ન ગણાય સજ્જન. ૩૫
સજ્જનતા છેટી વશી, દુર્જનતા નવ દૂર,
જેથી બનિયાં આ સમય, માબાપો બહુ ક્રૂર. ૩૬
મરજીનો માલીક નર, મહિમાં સદા મનાય,
માલીકી હક હેતુથી, દુર નવ કરી શકાય. ૩૭
આ સમયે માબાપ સહુ, ધરે ન સુખ દુખ ધ્યાન,
પરણાવીને સુત સુતા, માને મોટું માન. ૩૮
લીધો લા'વો તે ખરો, કોણે દીઠી કાલ,
આજ દેખવા કાલને, કરે બાળનો કાળ. ૩૯

---

૨ શત્રુ. ૩ પરાક્રમી. ૪ છોકરું.

## રોળાવૃત્ત.

કરે બાળનો હાળ ધર્મ ભૂલ્યે પડ્યું [1]ધાને,
કર્મ વશે રે' બાળ, ભાવિ પીતા મુખ ભાખે;
ભાવી માંડી ભેદ, આપ કરીને દેખાડે,
કરે બાળને કેદ, ભાવિ વશ ભાવે પાડે. ૪૦
સત્તા ભાવી માંડી, આવી વસતી ન જરાયે,
આપ કુહાડી ધરે, પગે ભાવી નવ વારે,
ત્યમ શીશને તાન, હણી હથિયારે નાખે. ૪૧
આપ રહે અજાન મરે, ભાવી શિર ભાખે,
અપકવ બીજક બોઇ, નિપજ સારી લેવાને,
ધારે તે રે' રોઇ, સારૂં ન બને કો બાને,
પુત્ર ન પ્રીછે પ્રેમ, પ્રેમદા કેમ પછાડી,
કંથ કથાયો કેમ, તે ન જાણે જરિ લાડી. ૪૨
ઉભય પક્ષ મળિ સાથ, હાથ લીધા શિશુ કેરા,
હસ્ત મિલાપક કરી, ફરાવી દીધા ફેરા,
જન્મ જોડવા તણો, એટલો ગણ્યો ફટારો,
નહિ મેળવવું મંન, પછી ભાવીનો વારો. ૪૩
વ્યાપારી વ્યાપાર, ભાગમાં કોજન સાથે,
કરતાં કરે કરાર, સાર શુભ થાવા માટે,
જન્મ જોડવો જંન, મંન મોટું નવ જાણે,
સર્વથી હલકું કર્મ, વીશુ કિમતી ઉર આણે. ૪૪
વર કન્યાની રાશ, આશ સારી ધારીને,
પૂછે જોશી પાસ, પાશ ધરતા મારીને,
જોશી જોડી તણી, કહે મળતી જો રાશો,
પ્રીતી આણો ઘણી, લગ્નનો કરે તમાસો. ૪૫
રાંડે રામા તોય, જોશી જન જરીન જૂઠા,
પડતા નવપેખાય, દેશપર રામજી રૂઠા !!!
બચ્ચાં થઇ બે હાલ, ખુવારીમાં મર ખેલે,
વર વહુને નવ વા'લ, તોય તે ચાલ ન મેલે. ૪૬

---

૧ સહેલું. ૨ બંધન.

ધરે ચિત માબાપ, જીવનું થોડું જગતમાં,
લ્હાવો લ્યો ખખિલાત, ઉજળાં થતું સ્વજનમાં;
કોણે ભાળી[1] કાલ, છોકરાં વાંસે કેવાં,
એવો આણો ખ્યાલ, મોર[2] છોરૂં કરી દેવાં. ૪૭

### મનહર છંદ.

કાપવી કુમતી અને આપવી વિદ્યા વિશેષ,
સુનીતીને સ્થાપવી ઉથાપવી અનીતિને:
ભુંડી બીતી ભાખવીન મતી વેમે રાખવીન,
રેંમ કાઢી નાંખવીન પુણે રાખે પ્રીતીને.
આપવી હીંમત હૈયે કાપવી કાયરતાઇ,
ઉન્મતી ઉથાપવીને સ્થાપવી સૂમતીને;
આપવી વિવેક બુદ્ધિ સ્થાપવી સ્વતંત્રતાઇ,
સારા ગુણે રેં છવાઇ સૂખી ગણે સ્થીતીને ૪૮

### દોહરો.

એ રીતે માબાપનો, ધર્મ ધુરંધર ધાર,
મનાય નહિએ માવતર, લે અવળો આચાર. ૪૯
અમર બને અમૃત ગ્રહી, અમુલ્ય અમૃત ગુણ;
ખળે[3] પ્રાશતાં[4] પ્રાણ પય[5],અમૃત નહિ અવગૂણ. ૫૦
નિરાધાર નાની વયે, માત તાત ઉપકાર,
અધિક છતાં આખર હણે, એ ઉપકાર ન ધાર. ૫૧
અંતરનો આવેશ જો, વધે જરૂર વધ[6] થાય
પ્રેમ પુત્ર પર વધુ થતાં, પ્રેમ અપ્રેમ જણાય. ૫૨
નિયમ એક છે નજરમાં, વધૂ વધે વિસ્તાર,
કલમ ડાળને કાપિને, ધરે ધરા[7]માં ધાર. ૫૩
ફોડી અપકવ ફળ ધરે, બીજ ધરામાં ધાર,
અપકવના યોગે કરી, પકવ ન નીપજનાર. ૫૪
અપકવનો નહિ પકવ સમ, સ્વાદ જરી સંસાર;
અપકવ [8]પ્રાશે અજતો, થશે અજીર્ણ અસાર. ૫૫

૧ દીઠી. ૨ આગળ. ૩ જાય ૪ ખાતાં. ૫ અમૃત. ૬ નાશ ૭ આમ.

ભરત ભૂમીને આ સમય, અસાધ્ય વાધ્યો રોગ;
અપકવ પ્રજા અશક્તથી, અંતર નથિ આરોગ્ય. ૫૬
ક્ષયથી કે નબળાઇથી, ભરત ભુમીનાં બાળ;
વ્યસન વિવાહ તણું ધર્યું, એથી બહુ બે હાલ. ૫૭
વ્યસન ન છૂટે વશ રહે, વસતાં વ્યસન વિશેષ;
૧વસન રહ્યાં નાહ વ્યસનથી, દુર્બળ બનિયો દેશ. ૫૮
સીંહ મઠી સુતી છતાં, ફરે નવ શકે શીયાળ;
સીંહ સુતો સમશાનમાં, ઇંચી કરે અયાળ. ૫૯
તન નરવાં નહિ મન નહિ, નરવાનરની તુલ્ય;
નરવાનર આ અવસરે, એ ભારત નર ભૂલ. ૬૦
વાનર જો નર થાયતો, વાનર વાનર થાય;
વાનર થી વાન ન રહે, નરવાથી ન નસાય. ૬૧
અળગું કરી અજ્ઞાનને, તજો લા'વની લા'ય;
ભલુ લાયક લા'વના, લા'વન લાયક લા'ય. ૬૨

મનહર છંદ.

લા'વની લાલચ લાગી ભાગી ખધું ભાન ગયું;
નીતીને અનીતીનો કો' આજ કયાં વિચાર છે.
બાળક બેહાલ બને તેનો નહિ ખ્યાલ કરે,
આપે તો ખુશાલ રહે લા'વા જે લેનાર છે;
પાઇના હાંસલ માટે લાખો નુકશાન કરે,
ધરે ન ધરમાં દાઝ ગંડુ એ ગમાર છે;
તેમ લા'વ થકી લાખો ફૂલ કરમાઇ જાય,
હાય દયા નહી દીસે લા'વા જો લગાર છે. ૬૩
દાઝ દીલમાંથી દૂર થઇ તેથી બન્યા ક્રુર,
સ્વદેશનું શુર તો શરીરમાં નહીં જરા;
બાળક નાદન બને નકી બાળલગ્ન થકી,
જાણે છે જરૂર ઉર આણે કેમ ઢાંખરા;
ખત્તા ખાય ખલકમાં પણ ખરા ખુશી રહે,
કોને મૂખે કહે ઉનું ખાઇ મૂખમાં બળ્યા;

---

૧ લુગડાં.

મોટપ મહીમાં માની આપ અવગૂણ જાણી,
તોય રહે તંત તાણી એવા ચિતના [૨]ચળ્યા. ૬૪

## પ્રેમશુ !

### દોહરા.

પ્રેમ તહાં પડદો નહિં, પડદો ત્યાં નહિ પ્રેમ;
પ્રેમ વિષે પડદો પછી, પ્રેમ કહિયે કેમ. ૧
[૧]શર સાંધી શૂરો હણે, નિરખી સામો નેણ;
પણ [૩]શર છૂટે નેણથી, મરે સૃષ્ટિમાં [૪]શેણ. ૨
પ્રાણ ટકેછે પ્રેમથી, પ્રેમિ વસે મર દૂર,
પલ પલ પણ તલસે નયન, ભર્યાં પ્રેમ ભરપૂર. ૩
પ્રાણ [૫]વીહિન પ્રેમી બને, જો પ્રેમી પીડાય,
સરિતામાં સૂકાય જળ, સાથે જ્યમ શેવાળ. ૪
પ્રેમી પિડમાં પ્રાણ દે, ખરી ખુશી ધરિ ખંત,
ધિક ધિક પ્રેમ ધરતણે, તાણે છે જે તંત. ૫
હેતુ હણે તદપિન હણે, પ્રેમ તણો એ ન્યાય,
આપે સહે અધીક પણ, પ્રેમી પિડ નવ થાય. ૬
ખગ આકાશે અહરનિશ, ઉડતાં રેંઆપાસ,
પણ પ્રેમીના પ્રમનો, કાયમ કરતાં [૬]કયાસ; ૭
રમે અરણ્યે એટલું, નાનું હરણું હોય,
પણ પ્રીતનું પરિપુરણ, લક્ષણ તેમાં જોય. ૮
[૭]અંકુર જ્યાં ઉદભવ થયો, પ્રેમતણો ઉરમાંય,
ફટકયું ફરે ફકેર સમ, નિરખે સુખ નવ ક્યાંય. ૯
મહિ મંડળ મતિ માન બની, કરી શકે કદિ નાશ,
પણ તંતૂન તોડી શકે, પડયો પ્રેમનો પાશ. ૧૦
[૭]દારૂને દાંતે ડસી, પડતો પેલે પાર;
પણ ભેદે નહિ પદ્મને, [૮]મધુકર મનમાં પ્યાર. ૧૧
ફરે પુષ્પમાં દર પળે, ખસે ન બેસે ઠામ;
એવો ચંચળ મધુપ પણ, કરે કમળ વિશ્રામ. ૧૨

---

૧ બાણ. ૨ ગાંડા. ૩ બાણ. ૪ આશક ૫ વિના ૬ કીંમત. ૭કોરો.
૭ લાકડું. ૮ ભમરો.

[1]તરણિ તપે તન વનદહે, પ્રાણી પશુ પીડાય,
પણ શીતળ ગણિ પ્રેમિપ્રિય, પદ્મ પ્રફુલિત થાય. ૧૩
અવીભાજ્ય એ પ્રેમને, વંદુ ધરી વિવેક;
શેવક હું એ પ્રેમિનો, જેને તનમાં ટેક. ૧૪
પ્રેમ નેમ ધરતાં પછી, નાસે સરવે નેમ;
નેમ રહે જો પ્રેમમાં, કહો નિભે કયમ પ્રેમ. ૧૫
ચાખે નહિજે નર [2]સુધા, કેં' તેને શો સ્વાદ;
પ્રેમ પ્રસંશા પાત્ર નહિ, બહિ જાશે બરબાદ. ૧૬
પ્રસવ વિષે પડતી પિડા, પ્રસુતીથી પ્રીછાય;
વંઝાને આ વિશ્વમાં, એ અનુભવ નવ થાય. ૧૭
સ્વપ્નમાં સહુ સ્મૃત્તિ ગણી, સકળ વસ્તુ સુખકાર;
વિણ જીભે કયમ વર્ણવે, સુખનો સકળ પ્રકાર. ૧૮
પડ પૃથ્વીનું પ્રેમમાં, ઉત્પનને લય થાય;
એ વચ્ચે સહુ પ્રાણિની, જીંદગાનિ ઝડપાય. ૧૯
પ્રેમ ઉત્પતી મન કરે, પેશી નાંખે પાશ;
ચૂસે સ્નેહ સહીત ચિત, જ્યાં સુધી સ્થુળનાશ. ૨૦
પ્રેમ રમાડે રંગમાં, સંગ સરસ ચિત આય;
અવની માંહિ અખંડ સુખ, એ પ્રેમીથિ અપાય. ૨૧
લાભાલાભ ન લેખવે, હીત અહીત ન ચીત;
રીત કરે વિપ્રીત ઝટ, જો ચિત સાચી પ્રીત. ૨૨
પ્રેમી ચિત ધરે નહીં, દેહ તણી દરકાર;
પ્રયાણ પ્રેમી પ્રાણ ત્યાં, જયમ સગાએ સતિનાર. ૨૩
મચ્છ વસે મહાસાગરે, ક્ષાર જળે જો પ્યાર;
મેલો જઇ મીઠે જળે, તો પળ નવ ટકનાર. ૨૪
પ્યાર પરો પરખે ન કહિ, શુદ્ધ સ્નેહિ જે હોય;
પ્યારો પરો થયો પ્રિછી, સુણ્યું ન જીવ્યું કોય. ૨૫
એવા ઉત્તમ પ્રેમને, પ્રીતે કરી પ્રમાણ;
લહ્લુ લાયક અહરનિશ, એ ગુણ તણો ગુમાન. ૨૬
જો જીવે પ્યારો પળે, શોચન લગિરે ચીત;

---

૧ સુર્ય. ૨ અમૃત.

એકલ રે' અવની વિષે, ખરો ન પ્યાર ખચીત. ૨૭
ચોટ નજરને જાદુના, ઉપાય, આ જગમાય;
પણ પ્રીતી જાદુતણો, પ્રેમી પાસ ઉપાય. ૨૮
પામ્યો નાશ નકોદીસે, દંપતિમાંથી પ્રેમ;
નીર સુકાય નિરજ જેમ, જગમાં જીવી રહેન. ૨૯
વા'લપણે વપુમાં વશી, તે કયમ અળગી થાય;
પ્રાણ જાય પણ પ્રીતિ નહીં, અંતર ઓછી થાય. ૩૦

## પ્રીતી કયાંછે ?

### દોહરા.

દંપતિના દિલમાં દિસે, દાહ નહીં ઉત્સાહ;
ચાહના ચાહ ન કરી શકે, વરવા આ વીવાહ. ૧
લગ્ન તણો લાયક અરથ, જોતાં જગે જણાય;
સંબંધ બે હૃદયા તણો, સાથે જે સંધાય. ૨
સાંધો કરવા આગળે, જે સામો આતુર.
સાંધો કરવા હોય તો, સાંધે સાચું શૂર. ૩
લોહ તણા લાખો કરો, કટકા લઇ કરમાય;
ટંકણ ખાર જળાવિ તન, સાંધે લોહ સદાય. ૪
આવે જો એકેકને, પ્રેમ એમ ઉર માંય;
અંતર કેમ સવાયના ? સાચું નહિ સમજાય. ૫
અળગાં અંતઃકરણ રે', ધરે લગ્નનું આળ;
નામ ધરે ધનપાળશા, મટે કેમ કંગાળ. ૬
પ્રીતી જો જોડી ચિતે, તો વીપ્રીત ન થાય;
વિપ્રીત થઇ વિશ્વેવસે, તો કયમ પ્રીત કથાય. ૭
બે જણને બોલાવિને, કે'શે કરિયો પ્રેમ;
પ્રેમ એમ કયમ થઇ શકે, નહિ એ નીતી નેમ. ૮
પારખ છે નહિ પ્રેમની, કાળે ગઇ ફૂટાઇ;
હૈયા ફૂટા હાથમાં, રાખી ન શકયા પાઇ. ૯
[1]દક્ષ એક દક્ષિણ ગયો, ઉત્તર [2]ઉચ્ચળ્યો એક;
કેદી બે સાથે મળે, નિરખો ધરી વિવેક. ૧૦

૧ ડાહ્યો. ૨ ચાલ્યો.

## ઉપજાતી વૃત.

કયાં છે પ્રિતી પત્નિ વિષે વસેલી, નથી પીયુમાં જઇને હસેલી,
અહેલિ ઉભી હ્રદય ઉર ખીલી, કદી ન કોયે રિઝ ધારિ ઝીલી. ૧૧
ઝીલે શું ? ના એ મન એક કયારે, ઝુરે જુદાં બે મળિ પ્રેમ બારે;
ન એક બીજાં બદલાવિ પ્રેમ, બનેન વ્યાપારિ, રહેજ એમ. ૧૨
વ્યાપાર શું તે વપુમાં[1] ન જાણે, દુકાનમાં બે ધરિયા પરાણે;
આકુતિ કયાંથી વિકસી વિકાશે, ભાગે મિરૂ પાછળ સૈન્ય ભાગે. ૧૩
તું પ્રેમદાએ પિયુ છેજ તારો, છે જન્મ જોડયો જગમાં તમારો;
વદે બધાં પક્ષ તણાં બિચારાં, જોડી દિધાં જીવન છે તમારાં. ૧૪
બીજનતણું કાર્ય શિશુ વયેથી, ગણી રૂડું આપનું હર્ષ એથી;
છે પ્રેમ પેટી હ્રદયે ધરેલી, કુંચી વિના બંધ બધે પડેલી. ૧૫
વિકાશનું સ્થાન પતી ન પ્રીછે, નાની વયે નાથ વડી વહુ છે;
પ્રતિ શું વિકસે લઘુ નાથજી છે, સમાનતા છેટિ વસેલિ દીસે. ૧૬
લાવી લઘુતા[2] લલના ચિતેથી, વડો થતાં ના ખસતી કનેથી;
છે પ્રેમ પેટી પડદે લઘુતા, વડી ગણાણી ગણુતી ગુરૂતા; ૧૭
છે બુદ્ધિ મોટી વયમાં વધુ હું, હું નાથજી નાનકડે નમું શું, ?
ન યોગ્ય એ આપણને વિચારી, પ્રફુલ્લ પત્ની ન બને બિચારી; ૧૮
કયાં પ્રેમિ પત્ની પતિ પ્રેમ ધારી, મરી વિયોગે હણિને કટારી,
જીવે ન જુદી પડી જે પ્રિતેથી, વરેલ છે જીવન એક તેથી. ૧૯
સંગેથિ આનંદ રહે છવાઇ, પ્રીતી તણી છાવણિ પંડ માંહી;
સોહી સુવૃત્તી વૃતિ નીચિ છોડી, છોડી મટી, કેમ ધરે પિછોડી. ૨૦
આનંદ નાદે ઉભરાઇ જાય, પીયૂશ પીયુજિ પિવા ચહાય;
છવાઇ આનંદ વિષે છબિલી, છે હીમતી ના જરિયે હઠીલી. ૨૧
પતી તણા મુખ તણી પ્રભાથી, ખીલી રહે પદ્મ પ્રભાકરેથી[3]
રીઝી સદા રંગ વિશે રમે છે, ગુણી જનોની ગણના ગમે છે; ૨૨
દુર્ગુણને અંગથિ દૂર કાઢે, તમામ કુમારગ બંધ પાડે,
સાનંદ સામી સમતા શરીરે, વદે રૂડું ચીત વિષે રમીરે. ૨૩
કોકીલ કંઠી કઠતી ન કોને, મોતી સમાં શોભિત વેણુમાંયે;

૧ શરીર. ૨ હલકાપણું, નાનાપણું. ૩ સુર્યેથી.

સુણી સદાચિત્ત વિષે રમી રે', [1]ગમી નમીને દુર તે થકી રે'. ૨૪
[2]રમા સમી ચીત વિષે રમે છે, પ્રભા પતીની ચિતમાં ગમે છે;
જે નાથના પ્રેમ તણી પ્રતીતી, પત્ની બની પ્યારિ જણાવી દેતી. ૨૫
છવે ન [3]જાયા પડતાં જુદીતો, વદે કદી કો ગણુતી મદીનો;
[4]ઓળો નહીં અંગ થકીજ ભિન્ન, દેખાય દ્રષ્ટે સહુ પ્રેમિ ચિન્હ. ૨૬
સદ્સ્થિતીમાં સુખથી વસેછે, આપત્તિમાં ના [5]અળગી ખસેજે;
છે [6]ભીંતરે પ્રેમ ભલો ભરેલો, પતી રૂપી પેટી વિષે પડેલો. ૨૭
સતી ગઇ ક્યાં દમયંતિ ડાહી, પતી દુખે જે પિડમાં પિડાઇ;
સ્મૃધી તજીને પતિ વીપત્તીને, વિલોકિ આપે રહિ દુઃખિ દીસે. ૨૮
વસ્યો હતો પ્યાર વડો વપુમાં, ગણ્યું ન ચિત્તે સુખ નાથ વીના;
પ્યારા તણી પારખ થાય માટે, વસી વધુ પીયરમાં ઉચાટે. ૨૯
ચાટે તગાં જો દ્વિજને બતાવે, બની દુખી નાથજિ ને અમાવે;
તથાપિ ત્યાગ્યો નહિ પ્રેમ પ્યારી, શોધી લિધો શામ સુસ્નેહ ધારી. ૩૦
સરસ્વતિ શંકર ગીત્ર નારી, પીયુ જિતાશે દુખ થાય ધારી;
ઉભી પ્રિયે શંકર સમી બાગા, જુવો પતી પ્રેમ તણા ઉછાળા !!! ૩૧
[7]હારે થતા નાથ સદા ધિકાર, ખડી રહે શંકર સામિ હાસ;
ગઇ શું ગૌરી ગુણવંતી આજે ? અભાગણીથી અતિ પ્રેમ લાજે. ૩૨
લાજે રહે લોક વિષે હવેતો, વે'તું ગયું પ્રેમનું નેમ એતો;
ના નાથમાં પ્રેમ ન નારિ માંહીં, માઠી બની દેશ તણી દશાઇ. ૩૩
સ્વયંવરે પ્રેમ સદા વસેલો, તજ્યાથિ છેટો દિસતો ખસેલો;
વીવાહમાં વાં'લ લગાર નાંહીં, સ્વીતી બની ભ્રષ્ટ અનીષ્ટ આહીં. ૩૪
થતું દિસે આર્ય ભુમીનું આજે, લપોડ થાતા તનુજો ન લાજે;
ન પ્રેમ ઉર્મી ઉછળે રૂવાટાં, મડા સમાં મૂખ રહ્યાં શું ફાટાં. ૩૫
નાશી ગયો દંપતિ માંથિ પ્રેમ, નાખુશિમાં તે ભવ જાય કેમ ?
હમેશ જાગે ઝગડા ઝપાટે, કાંડી મુક્યો પ્રેમ હણી થપાટે. ૩૬
ચપાટ કીધી ભુમિ ભર્ત્ત કેરી, વરાવતાં બાળ પ્રિતી ઘણેરી,
થતા ખુવારો તદપી ન લાજે, સ્વેચ્છા વરે તો ગુણ હીણ ગાજે. ૩૭
વદે [8]કળીનો મહિમા વધારે, ધારે ન ધારા સમયાનુસારે;

૧ દીલગીરી ૨ લક્ષ્મી ૩ પ્રસુત થયેલી સ્ત્રી ૪ પડછાયો ૫ છેટ ૬ અંદર હદયમાં, અંબરમાં. ૮ કળીયુગ.

શાસ્ત્રો તણો સાર કદી ન કાંડે, અસાર લાગ્યો હિણભાગિ દાઢે. ૩૮
આથી વધુ કો' કળિયુગ કેવો? વડે બચોવંશ ન સાર લેવો;
કળી તણું રૂપ કુમાર્ગ ધારે, પ્રતીદિને છે વધતો ઘસારો.

## જોડું પ્રેમ ક્યાં જાણે છે?

### દોહરો.

બાળપણે બાળાવરે, બાળા કે' વર બાળ,
બાળકને બાળા કરી, બાળા બાળક કાળ, ૧.

### મનહર છંદ

સંચરતો નથી સુત સંસારના ચક્રમાંહી,
ચક્રમાં સંચારવાનું કાર્ય સહુ કરાય છે,
તનવરે મંડપમાં મનમાં આનંદ માને.
મનના લગનમાં વિઘન વધારાય છે,
લોક લાજ કુળલાજ સકળ સંસાર લાજ,
લાજ તણા રાજ તણી ધોંસરી ધરાય છે;
સહન સજોડું કરે દહન ગહન[1] થઇ,
જુઓ આ જોડામાં જગે પ્રેમ પથરાય છે. ૨
ખીલવણે ખેલનાર આનંદે ઉછળનાર,
આનંદ સિવાય અગે અવર ક્યાં સ્થાન છે,
ભારતીમાં[2] ભાવ અન્ય વૃત્તિમાં અભાવ;
પુરો ખીલ્યો બળ ભાવ બીજું વિશ્વ આ વેરાન છે,
ખાવું, પીવું, ખેલવું, હસવું, જવું, આવવું ને,
ચાલવું, ચવેણું, એવું ચિતમાં ચોગાન છે,
લલ્લુ એવી લાયકીને લાત હણી લાડી આપે,
ઇનસાન સાન[3] નહીં હોય એ હેવાન[4] છે!!! ૩

### મંદાક્રાંતા છંદ.

જાણે જેનું ઉર ન જરીયે પ્રેમતે હોય કેવો,
જોડે જોડાં જમત દુખનો દંપતી દાહ સે'વો;
પોછે શાને પતિત થયલો વ્યાલ ધારે ડસેલો,
બુદ્ધિ હીણો પ્રબળ રૂઢીના બંધને બંધવેલો. ૪

---

૧. ઘાંઝું. ૨ વિદ્યામાં. ૩ માણસ ૪ અક્કલ. ૫ ઢોર.

પ્રેમી ઉર્મી ઉર ન ઉછળે દંપતીને કદાપી,
વૃત્તી વીના મનશું મળશે એ વિચારે ન પાપી;
કન્યાદાને મનહરખતું કોઇનું નાણું લેવા,
પોતા માટે સકળ બનતું દંપતીને કશું ના. ૫
લા'વો લેવા જન સમુદનું શુભ ચાલે કહેવા,
આપ્યો એથી ઉભય જનને દુઃખનો ભાર વે'વા;
ચાકી જાશે અટકિ પડશે આગળે અંટવાશે,
વૃત્તિ જૂદી રહિ ઉભયની વા'લનો ભંગ થાશે. ૬
જ્ઞાની પેલો સકળ સમયે શુભ કામે મચેલો,
અજ્ઞાનીના પ્રબળ દળથી ચિત દુખી થયેલો:
કંટાળેલો [1]ક્રુર જુલમથી હાથ બાન્ધે નકામો,
સૌની પેઠે હિણુતી મુખથી શોચશો એનિ સામો. ૭
નાનો દીસેનુર વગરનો બોલના બોલી જાણે,
દેવી તેને દિકરી પછી શું પૂછવું દુઃખ ટાણે;
બોલે પાછી દિકરિ દુખીછે વાંક ઃાઢે વધારે,
નાનો છે આ જમઇ મુજને દીઉઠયો ઉરધારે. ૮
તેવે ટાણે [2]તનય [3]તનયા પાસ બેઠાં હશેતો;
વીચારે શું ? મુરખ જનશાં ! પાણિ પીને પુછે કો !!!
જોયું જાતે દિકરિ ધરિછે દુઃખની ખાડ માંહી,
જાણ્યું તોયે રૂઢિ પ્રબળને લાલચે દોરવાઇ. ૯
નાંખી ખાડે મુરખ શું જુએ એ મરે કે જિવે છે!
લાંવો લેવા પ્રબળ ચિતડું તો હવે દુઃખ શું છે !!
સત્તા તારી પ્રબળ નહતી આવવા લગ્ન ટાણે,
તોયે તેને પકડિ કરથી અંધ આપી પરાણે. ૧૦
બાળા દુઃખો બહુજ ખમશે એ ન વીચારતારે,
તે ટાણે તો મન ન વશિયો, મુર્ખ શોચે અત્યારે !!!
લક્ષ્મી માટે દિકરિ દિધિજે વૃદ્ધને વેવલાતેં,
રાંડે ત્યારે દુખ શું મુરખા અંતરે આપધારે ? ૧૧
ડાહ્યો બેટો મુરખ જન જૈ કાપતો [4]અગ્રભાગે,

---

૧ ઘાતકી ૨ દીકરા ૩ દીકરી ૪ આગલો.

પાડે રડયો અસહ્ય દુખમાં ડાળ સાથે પછાડે;
નાણાં લીધાં નયન ઝગકયાં પેટિમાં પ્રેમધારી,
મેલ્યાં શાની ફિકર તું કરે દીકરીના દુખોના ?!! ૧૨
ખાવાકેના જરિક ઘરમાં વૈતરૂં દીકરીને—
આખો દા'ડો કરવું, ભરવું પેટ, રે'વું બળીને:
આ પીડાથી અધિક જનને અન્ય પીડા ન લાગે,
વેચી, નાણાં દિકરિ દુખમાં તે ન વીચારતા રે. ૧૩
ગુલામીનો પ્રબળ બ્રિટિશોએ કર્યો બંધધારો,
તોયે ચાલે ભરત ભુમિમાં આસ આવો નઠારો;
લેવાં નાણાં મનુષ્ય વિકયે એજ ગુલામિ ધંધો,
એવી રીતે દિકરિ દઈને દામ લે બાપ અંધો. ૧૪
ચાલે એવું તદપિ ન કરે રાજ્ય જો નેક ધારો,
શાને કે'વા જન હિતક એ આર્ય બંધુ બિચારો ?
પામે પીડા તનય તનયા બાળ લગ્ને બિચારાં;
સોસઢ જાતાં કવય વયમાં રૂઢી મારે મરેલાં. ૧૫
શક્તી છે ના નુર ન મુખમાં કૂમળાં [1]કંજ જેવાં;
છે કર્માતા બિકણ બનિયા આર્ય [2]દેદાર કેવા,
જેના વીરો પ્રબળ યુધમાં પાડુ મારી પડેલા;
તેના આજે તનય દિસતા શામ રંગા સડેલા. ૧૬
[3]ગ્લાની દીસે સકળ મુખમાં શાંતિ છે ના છવાઇ,
દીસે નાના બટુક સરખા મુઠ્ઠિમાં રે' સમાઇ;
દીઠે જેને [4]અરિ ન ડરતા મારતાં શું મરે કો,
ત્રાસ પોતે અરિથિ ડરિને એ ભલું શું કરે કો. ૧૭
નાઠું લોહી નજર ન રહી કયાં ગયું આર્ય કેરૂં,
બાળ્યાં બાળો સ્વકર શકતા ધારિ કીધું ઘણેરૂં;
દેવી રૂઢી પ્રબળ દિસતી દંડ દે દંડ સાહી,
કયાંથી શુદ્ધી, અલગ કરિ છે બાપડી બુદ્ધિબાઇ. ૧૮

**દોહરા.**

પ્રેમશું તે પરણ્યા પછી, જોડું ન જાણે લેશ;

---

૧ કમળ ૨ ચેહરા ૩ દીલગીરી ૪ શત્રુ.

પ્રેમ આવેશ પ્રવેશના, કરે કારમો કલેશ. ૧૯
એકમેકના ઉરમાં, આવે રોજ અભાવ;
નભે કેમ સંસારમાં, ઉંચો થતાં ઉઠાવ. ૨૦
માબાપો પરણે જગે, નહિ અર્ભક[1]ને આશ,
અર્ભકને કુળ[2] થકી, નાંખે પાવક પાસ. ૨૧
અભાવતું ભાવ્યું ગણી, દેખાડે જગ માંહ્ય;
ખાસું કરીને ખાય પણ, ઉદર[4] થકી ઉભગાય. ૨૨
જુઓ દંપતીની દશા, સંપતી છતાં મહાન;
પ્રેમ ગરીબીપર ઝુલે, જાણે સારી જહાન[5] ૨૩
હાય ! એક હિંગાર પણ, પ્રેમ તણો નિકળે ન;
વાતોમાં વઢવાડવિણ, અવર મૂખે ઉચરે ન. ૨૪

### મનહર છંદ.

ભારતીમાં પ્રીત નહીં પ્રીત નહી પંડપર,
નાણાં પર પ્રીત નહીં નહીં પ્રીત જાતપર;
કુળપર પ્રીત નહીં સદગુણ ચીત નહીં,
પુન્યપર પ્રીત નહીં પ્રીત વધી પાપ પર.
નેક પર પ્રીત નહીં ટેક પર પ્રીત નહીં;
ભ્રાત પણ પ્રીત નહીં ભાવન ભગની[6] પર,
તાત પર પ્રીત નહી માત પર પ્રીત નહીં;
પ્રભુ પર પ્રીત નહી પ્રીત એક લાવ પર. ૨૫
બાળ મરે તેની દરકાર શીદ ચિત ધરે,
શાને દરકાર કરે દુનિઆના દાબ પર;
વાડી વાવતાન સારી કુસુમ[7] સુવાસ લેવા,
આપે મોહી રહે લાવે, આકાશ કુસુમ પર;
શોર્યતાને છોડતા લગાર શોચ ચિત્તમાં ન,
[8]આકીન લગાર નથી આપના ઉદય પર;
તોડી નાંખે ફોડી નાંખે લાભ વિના વૃક્ષ વેલ,
લાવ વૃક્ષ વાવીને [9]વિનાશ નાંખે બાળાપર;

૧ છોકરાં. ૨ બાથ. ૩ અગ્નો. ૪ પેટ. ૫ પૃથ્વી. ૬ બેન.
૭ ફુલ ૮ વિશ્વાસ ૯ નાશ

# કુદરતનો કાયદો તુટતાં રૂઢાની ખરાબી.

**મનહરછંદ.**

પ્યારી ધરી પ્રજા આગળે કરૂં પોકાર થવા—
પાર દુરાચાર [1]પારાવાર પીડનાર છે,
કાંડતોછે હાથ તોય આપે બનતા અનાથ;
રૂઢી લાંબા હાથ કરી બાથ ભીડનાર છે,
ભડકે [2]ભીરૂ બનીને ફડકે ફોગટ ચિત;
ઉફડકે અંતરમાં ઉચાટ અપાર છે,
કાંડો ઉચાટ વળ્યો દાટ, હાટ હાટ, દિસે;
બાળ લગ્ન બજે બારેવાટ આ બજાર છે. ૧
પ્રજામાંથી પ્રજળી ગઈ છે પરાક્રમશ્રતી;
થઇ છે અધમ દશા આર્ય તણા દેશની,
રીસાતી [3]રમાને રીઝવી ન આણે રડી રહે;
કર્મ કુડે ચડે નીસરણી અહી[4] ક્લેશની,
પગમાં કુહાડી ધરે પામવા પવીત્ર નામ;
પરાક્રમી પૂરવિષે સત્તાન પ્રવેશની,
નાટક ખેલાડી ઉભો રહે જઇ અગાડી;
તાળી તોરમાં વગાડી પશુ વાત એનો વેશની. ૨

**દોહરા.**

પીડે રૂઢી પ્રબળ થઇ, જાણે સરવે જંન,
પણ તજવાની વાત નહિ, ખોટી મોટપ મન. ૩
બાળલગ્નથી બાળને, કાળ કરાળ કપાળ,
ચોટે ચતુરાં રૂપ થઇ, બાપ કાર્ય એ બાળ. ૪
વીશ વર્ષની વય વિના, નર યુવાન ન ગણાય;
વૈદક વાંચે વ્હાલથી, તો સહુએ સમજાય. ૫
જરૂર નહિ જોને જગે, કુદરત તણો કરાર,
તોડે અણસમજુ જનો, સહિ શાંતીથી માર. ૬
યુવા પુષ્પ ઉઘડ્યા વિના, કળિકા ! કળિયુગ[5] કપાય !!

---

૧ ઘણો ૨ બીકણ ૩ લક્ષ્મી ૪ પકડી ૫ કળીયુગ.

કળી ધરે બીજક રૂપે, નાશ કળી તતકાળ ૭
થઇ બચ્ચી કળિ ફળ થકી, તે કળિ નબળી હોય;
અપકવ કળિ આરોગ્ય નહિ, સુત કળિ નબળી સોય; ૮
ગરજ નથી જેને જરા, તે કયમ ગરજુ થાય;
ગરજ વિના ગોરી તણી, કીમત કેમ કરાય.
તરૂણી વર્ષે તેરમાં, આવે જોબન અંગ; ૯
નર વીશે વર્ષે બને, દેશ તણો એ રંગ. ૧૦
સાત વર્ષનો છે ફરક, કુદરતનો એ ઘાટ,
પરજેત ફરક તજી થતા, ઠીક ગણિ નિજ ઠાઠ. ૧૧
રૂઢી આંખે નિરખતાં, અંતર આંખો શુન્ય,
ઝટ પરણાવું બાળતો, પામું મોટું પુન્ય. ૧૨
પુન્ય થયું શું ? પૂછતાં, સમજે નહિ નિજ ચિત્ત;
રૂઢી આધીન આપ થઇ, ગણતા પુન્ય ખચિત. ૧૩
પુન્ય તણે બદલે મળે, પાપ તણો પોકાર,
તે જાણે કયમ જંગલી, ખમે બાળકો માર. ૧૪
કુદરતનો કાનૂનને,[1] તોડે આણી તોર,
તો કુદરત કયમ નવ ટકે, પ્રજા પછી કમ જોર. ૧૫
રૂતુ[2] ગામી નર નારીઓ, વસતાં પ્રથમ વિશેષ,
ત્યાં રૂઢી આધિન પ્રજા, કાં પાંમે કલેશ. ૧૬
આવે નહિં યુવાન ત્યાં, યુવાન કરવા ઉર,
ગમત ખાતર ગાંડિયાં, બાળક નાંખે પૂર. ૧૭
વાર હશે વયમાં તદા, તરૂણી દે લઇ તંન,
તરૂણી તરૂણા[3] સમતપે, મદત પાપ રૂપગંન. ૧૮

વસંતતિલકા છંદ.

પામે યુવાન પદ છે ન યુવાનિ આવી,
લાવ્યો સુલક્ષિ નિજ સુત પ્રીતે વરાવી,
આ છે અયોગ્ય પણ બુદ્ધિ બધી ગુમાવી,
મૃત્યુનિ બાળ કરનીસરણી અપાવી. ૧૯
બાળા ન યોગ્ય વર બાળ રીઝો રમેના,

---

૧ કાયદો. ૨ રૂતુ વખતેજ ગમન કરનાર. ૩ સુર્ય.

થાતાં યુવાન વર બાળ, ચિંતે ગમેના,
તારૂણ્ય તેર કદિ બાળ વરે નમેના,
સંતાપ તાપ તન સુંદરતે શમે ।. ૨૦
નાની બિચારિ બળા વર શું હશે તે,
જાણે નલેશ ચિત્તમાં ધરિ ધોંસરીને;
ના યાદ કેમ પરણી વરણી શકેને,
રંડાય હાય! પણુ હાય ધરે હદેશે !!! ૨૧
પાપીષ્ટ પુર ગર્વિષ્ટ, ગમાર ગંદા,
શી દાઝ હોય દિલમાં રૂઢીમાર અંધા;
શાણા હશે અવર તોય સુણી વીચારે,
બાળા બિચારિ જિવતી પડિ દુઃખ ખાંડે. ૨૨
રંડાવું શું પરણવું શું ન ભાન જેને,
ખોળે લઇ ખુશીથી ફેરવી છેજ ફેરે;
શીકે જરૂર ધરિ આપ મતી ધરાર,
નાદાન બાળ વતિ બાપ કરે કરાર. ૨૩
પામે પીડા તવ કહેમુખ મુર્ખ બાપ,
છે પૂર્વ ગોગ જનમાંતરનાં અમાપ;
આ છે અગાઉ અઘ[1] આવી નડયાં અમોને,
છે દેખવિ દિકરિ પીડ રહી અમોને. ૨૪
છે ઝેર નિજ મુખ સૂખ સદા ઉચારે,
સંસાર લા'વ મળવા હજિ મંન ધારે;
દાઝેન જોઇ દુહિતા[2] દિલમાં દહેના,
છે ભૂલ મારી કદિ મુર્ખ મુખે કહેના. ૨૫
છે શાસ્ત્ર સાર પરણાવવિ બાળિબાળા,
જો થાય વર્ષ વધુ પાપ તણા ઉછાળા;
દીધુ ન દાન દિકરિનું દશેક વર્ષે,
માથે હું મોડ ધરિને નવ ચાલિ હર્ષે. ૨૬
એવો વિચાર કરિ વાંલ ધરી વરાવી,
છે યોગ્ય ના તદપિ રૂઢિ વિચાર લાવી;

---
૧ પાપ. ૨ દીકરી. ૩ શરીર.

ना नाथ हाथ कदि पेन रसिलेट झाले,
तेने बनावि वर मंडपमांहि घाले. २७
रे वेठ ठेठ सुधि प्राणु जतां न तूटे;
बांधेल बंध वधु बाप तणो न छूटे,
ना भान वस्त्रपुª केम धराय तेनुं,
ना योग्य नारि निरख्या तणुं चित्त जेनुं. २८
एवा अयोग्य समये शिर शिशु केरां,
छेदे तमाम सजनो मन मान लेवा !!!
बाळे बळेथि घर आप तणुं अजाणे,
माने छ मुढ पण कृत्य रुडु पराणे !!! २९
कोडी कमाइ शकशे कयम कामथी ते,
तेना विचार दिधि कारमि कामनी ते;
ना कामनी तदपि कामनि काम शुं छे?
छे लोभला'य कयम अंध फरे सुझेए. ३०
काची वये करम बाप तणां कुंवारी,
पामे अथाग दुख बोल न मुखमांथी;
उच्चारि कोइ न शके रुढि मार मार्यो,
छे आसपास[2] दव ज्यां कयम रे' उगार्यो. ३१
काम्यानि रोज कुचलीशशुनो वधारो,
ना योग्य खावुं सुखनो वधतो न वारो;
तेमां कदापि मळि जा कुलटा कुगामी,
तोये रिबाइ वसतो पिड पंडपामी. ३२
छेना उपाय करि हाय मरे तथापी,
बीजुं घसाय नहि छाप पितानि छापी;
बाळा बजेत्र वयतीण वरेल तेथी,
निर्माल्य बाळ वय नानि वये वरेथी. ३

मनहर छंद.

आर्य देशतणी आंचकी लीधी छे आधीनता,
पराधीनतामां लय रुढी बळे पामीया;
बुद्धि तारवाने करे कोटीधा प्रयत्न पण,

१ आंजन. २ पेटपर.

રૂઢીએ લગામ હાથ ધરી તેથી હારીયા;
બુદ્ધીમાં બગાડો પણ રૂઢીમાં સુધારો લાગે,
રૂઢી રાજમાંડી રાત દીવસ રચ્યા ગ્યા;
લાગે ઉપદેશ દેશ ઉપજે અનીતી પર,
નીતીપર દ્વેશ કેમ અટકે અનીતીઆ. ૩૪

## શિખરિણી છંદ.

વિભૂતી વિદ્યાતે પલકમહિં કયાંથી ઉબિરકે,
અવીદ્યા આધીને સકળ બનિ કૂડો પથગ્રહે;
રૂઢી સહેલી છે સકળ જગનો સંહાર કરવા,
રચી છે કેલાઇ ભરતનર ભુંડા નિરખવા. ૩૫
દબાવી દીધાછે દુસહ કરમોથી હરનિશે,
પ્રજામાં પીડાદે લસતિ રહિ છેટે ઠિક થશે;
અભાગી ભુલેછે નિરખિ શકતા ના કાંઈ નિચને,
રહ્યાછે લોભાઇ કરગ ગતિ ધારી રૂઢિ પદે. ૩૬
પિડા પામે તોયે અકળગ ખસતા ના દુખ ધરી,
મને માને સારૂં ઉદરપર નાંખી કર છરી;
કપાતાં કોટીધા સમજુ જન જોતાં ધરિ દયા,
તથાપી તેમાંથી સમજિ જરિ છુટા નવ થયા. ૩૭
દિધી આશા મોટી સ્વરગ ફળની ને મોક્ષ ગતિની;
વરાવે બાળાને પરમ ફળ પામે નાનિવયની,
છતીદેહે સ્વર્ગે ગમન તણિ ઇચ્છા ઉર વિષે;
હમેશાં દેખાતી રૂઢિબળ અને ક્રુર નજરે. ૩૮
થવા પોતાની એ, ઉચગતિ ગુણી જાણિ ચિતમાં,
વિદારે બાળાને અધમ જનના જ્ઞાન ઉરમાં:
કદી પાંચે વર્ષે, હરખ ધરિ દીધું દાન દિકરી,
થયો સૌથી મોટો, સ્વરગ જઇ બેઠો બચનરી. ૩૯
વદે લોકો વાહવાહ પરમપદ પામ્યોજ [1]ભરડા,
બકે છે બેભાને રૂઢિ મદ થકી મસ્ત બનિયા;
કિધાં કામો રૂડાં કવણ તમ જેવું જગતમાં,

---

૧ વિદ્વતા નછતાં બ્રાહ્મણનો દાવો કરનાર.

શકે કેદી કોઇ અવળું કરિ આપે ખુશિ થયા. ૪૦
જમાડી નાતોને બહુ જશ મળ્યો રોજ નદિમાં,
તણાયો તોરી ત્યાં ઘસડિ લઇ જાશે પુર [1]કિયાં;
મને માને મોટો નરક મહિ બેઠો સ્વર્ગ નિરખે,
કરેલાં કુકર્મો, દુખદ નિરખીને ચિત્ત હરખે. ૪૧
પણે રાંડેલી જ્યાં ફરતિ દુહિતા[2] ઘર વિષે,
તથાપી પોતાની કસુર જરિ પીતા નથિ-લખે;
કરેલાં કર્મો છે પર ભવ તણાં રાંડ દુહિતા,
લખેલું વિધાત્રી કરશું કયમ આ[illegible] જવું કિયાં. ૪૨
દયા દીસે શાની નિરખી ભવ નાની વય થકી,
બજેલો બાળાનો ફિજડ ઉર ધારે ક્યમ નકી;
રહે રાજી પોતે વરણુવ કરી કાર્ય નિજનો,
વરાવી બાળાએ લઘુવય વિષે એજ જશનો. ૪૩
જિવે ત્યાં સુધીતો સ્વરગ સમ પોતે સહુ ગણે,
કરેલાં કામોને નિરખિ નજરે ના નિચ કહે;
રિબાતી જોતારે દિકરિ દિલમાં શું દુખલકે,
અમે તો પસ્તાવી કરમ ગતિ તારી નબળી તે. ૪૪
કહો શું એ માંહીં [2]જનક [3]જનની તે કરિ શકે,
વિધાત્રી છઠ્ઠીના દિવસ મહિ લેખો સમબને;
અમે જાણી દીધી કરમ ગતિ તાણી લઇ જશે,
નિરૂપાયે સર્વે અનુભવિ બની એમ વદશે. ૪૫
રહેવું સંતોષી તું સમ ધણી રાંડી રઝળતી,
ફરે છે તેનાથી અધિક સુખ તું અમ થકી;
કહી એવું રોજે ધિરજ ધરવાને શિખવતા
તથાપી કોઇને અવગુણ ગણેના સ્વમતના. ૪૬
તું મારી પુત્રીઓ જિવન કુળનું છો જગતમાં,
રહી તે હું પાસે ખુશિ થવું ઘટે આપ ઉરમાં;
પરાયો જતાં કે' અવગુણ કશો આપ ઘરમાં ?
તું જીવે છે પુત્રી અઘટિત નથી કાંઇ સ્વજનમાં. ૪૭

૧ ક્યાં. ૨ બાપ. ૩ મા.

સહુને રાંડે છે નવિન નથિ પુત્રી તુજ તણું,
બહુ તારા જેવી રખતિ રહી શું મુખ કહું;
નથી ખાવા પીવા વસન ન મળે કાંઇ [1]વપુવિષે,
દુંકારા ખાવાના સ્વજનદિનચિંતે બળિ જશે. ૪૮
તને તેવી પીડા લગિર નથિ તારા બાપ વિશે,
રૂડું ખાવું પીવું તુંસમ બિજિ રાંડેલિ ન હશે;
ધર્યું તારે માટે નિતદિન ધરી જન્મ ગુજરે,
વિચાર્યું તારૂં મેં સકળ સમયે શુભ હદો. ૪૯
તથાપી પોતાની સકળ દુખ સે'તી નિજ [2]સુતા,
વિચારે ના મુર્ખો શિશુવય વિષે લગ્ન દુખ આ !!!
વખાણે મોઢેથી કરમ નિચ તો કિંચજનમાં
વડો માને આપે મુરખ સમના લાજ મનમાં. ૫૦

દોહરા.

એ રીતે કુંધી મતી, આપે બાપ અજ્ઞાણ;
આપ એબ ઢાંકે મુરખ, કરતો વડાં વખાણ. ૫૧
પણ કુદરતના કાર્યને, કરી શકે શું બાપ,
ખાય પિયે તદપી દિયે, દુષ્ટ બાપને શ્રાપ, ૫૨
સમજે શિશુપણું છુટતાં, બાળા મટતાં બાળ,
બેવકુફી જોઇ બાપની, ચડે કારમો કાળ. ૫૩
નાણુંપાણું સમ ગણે, પડે સહિ પરિતાપ;
[3]પાવકથી પીડા વધુ, સહે [4]સુતા દિન રાત. ૫૪
સ્મૃતિ પરણ્યાની પર હરે, રહે રાંડ્યાનું ભાન;
નાની વયમાં અણુસમજ, મન થતું પછી ગસ્તાન. ૫૫
જોઇ બીજી સાહેલિને, પરણી સાસરે જાય;
ત્યારે પુછે માતને, કાં હું થી ન જવાય ? ૫૬
માત કહે રાંડીછ તું, ધણી તારો પ્રભુ ધામ;
ખા પી આ ઘરમાં રહે, પરમના રટજે રામ. ૫૭
અરૂચતા આ અમલને, ગણે ગોરિ મન કાળ;
બળતી રે' બાળા સદા, આંખે આંસૂ ધાર. ૫૮

---

[1] શરીર [2] દીકરી [1] અગ્ની. [2] દીકરી. [3] જીભ.

એ નીતીના નિયમમાં, રહે બાપડી રોજ;
તો પણ તેને શિર ધરે, અણુઘટતો અતિ બોજ. ૫૯
સહુ સંસારી કામમાં, કરિ નવ શકે પ્રવેશ;
શુભ કામે કયમ સંચરે, વધુ વિધવાનો વેશ. ૬૦

## આર્ય વૃતની નિરમાલ્યતા.

### દોહરા.

મોટાં મોટાં સમ જુઓ, નહી શૂરકે નુર,
બેબે છરિ ધરતાં ફરે, માયા તણા મજૂર.
મુખપર બેસે માંખને, ઉડાડવાનિ ન આય;
એશું અધિક કરી શકે, હાય હિંદુ ભુમિહાય.

### મનહર છંદ.

શૂરનહીં શરીરમાં નુર નહીં મૂખપર,
ધર્મ તણો ઢંગ પણ આપે અનાચારી છે;
શૌર્યનું ન કાર્ય થાય ડર જોઇ નાશી જાય,
લડાયક જુસ્સા ગયા રહી જ્યાં લાચારી છે;
મૂઠી જેવા મનુષ્ય રહેછે રોજ મંદવાડે,
પ્રજા દુખ ખાડે [1]બારૂ જેમ બાગનારી છે;
બાગી જીંદગીને ટાળ્યું ત્રીવૃતાનું તેજતન,
બાળ લગ્ન હિંદમાં આતારી બલીહારી છે. ૩
લાભ જોઇ વેપારી કરેછે રોજ રોજગાર,
જેને જગતમાં લાજ પ્રાણ થકી પ્યારી છે;
નાદારી દેખાય માટે અરી સામે લડીમરે,
દેશની નાદારી દેખી કાયાને પ્રજાળી છે;
[3]સૂતસૂતા દુઃખી દેખી કાંન લડે માતતાત,
ધરમે અધર્મ થઇ મતી એવી ટાળી છે.
હાલ જોઇ હિંદુ તણા હેતુ હોશ ઉડી ગયા,
શુરવીરતાને સાટે નાદારી વધારી છે. ૪
રુઢીનો જૂલમ માત તાતનો જુલમ મહા,
જૂઠી આબરની કાંધે ધોંસરીઓ ધારીછે;

---

૧ બીકણુ. ૨ દુશ્મન. ૩ દીકરા દીકરી.

હોય જો સુધારો તો કુધારો માને અંધમતી,
કુમતી ગ્રહીને જેણે સુમતી વીદારી છે;
ગૂરૂએ અંધારા [1]ગાર માંહી હડસેલ્યા હવે,
નરકના કીડાને નરક સુખકારી છે;
શીખ આપે શાણા ત્યારે વીખ જેવી માને મન,
હીંદની હાલત સારી કયારે આવનારી છે ? ૫
નાનાં બાળકોને પરણાવવાનું મહા પુન્ય,
આવી ઉંધી મતી લુચ્ચા ગૂરૂએ ઉતારી છે;
આપ તણા લાભ માટે પાપ પ્રજા છેડે બાંધ્યું,
સ્વર્ગની નીસરણી ગુરૂને ઘેર ધારી છે !!!
પતીત પ્રજા બને તો ગુરૂનું ગુમાન નભે,
ધુતી ખાય ઢોંગી બની આપે વેષધારી છે;
ચક્કરે ચડાવી શીર છેદન કરેછે રોજ,
[2]ખોજ કરીજો ગુરૂની દુનીઆં ધુતારી છે. !!! ૬
ગૂરૂ કહે તેજ જ્ઞાન ગુરૂકહે તેજ માન,
દુષ્ટ ગૂરૂ બંધન અતીશે દુ:ખકારી છે;
ત્રાસે તો છે દોષ વળી નાસે તો વિશેષ દોષ,
વીમાસ[3] તો વધતી પ્રજા વટલનારી છે;
ગુરૂ દુષ્ટ વચન તે વેદ ભેદ જેવું માને,
ગુરૂ જ્ઞાની કે અજ્ઞાની મતીતે ન ધારી છે;
ગુરૂ નાંખે નરકમાં ગુરૂ નાંખે સ્વરગમાં,
ગુરૂના ગુમાને ભાન સાંનનો વિસારી છે. ૭

## અણ બનાવનો અંકુર.

### દોહરા

મન મળતાં નથિ [4]મહિ વિષે, જે જો‌ાં જોડાય;
અણબનાવનો એ થકી, અંકુર ઉદ્દ્ભવ થાય. ૧
અંકુર વધતા આગળે, વડું વૃક્ષ થઇ જાય;
દંપતિ એ વૃક્ષે ચડી, અણસમજૂ અથડાય. ૨

૧ ખાડો. ૨ તપાસ. ૩ સાચું ખોટું માનવાનું કરે. ૪ પૃથ્વી.

## રોળા વૃત્ત.

પ્રથમ ન પ્રીછે પ્રેમ, નેમશું ધરવે જામે,
કહો પછીજન કેમ, સૂખ દંપતિ દિલ પામે;
મત જૂદા પડિ જાય, મળે નહિ મન લગ્નેથી,
વડાઇમાં વીંટાય દંપતી હાય ! મનેથી. ૩
નર આ છે નિર્માલ્ય, નાનકો નમવું શાને,
વડી એ થકી હુંજ, એમ [1]મહિલા મન માને;
દષ્ટે નિતદિઠેલ, સ્વામિની હોકરવાદી,
મોટપમાંહી ઠરેલ, નારિ સાસરિયે આવી. ૪
વહુ વધૂ ગુણવાન, બાપડીને વર બાળકો
એ વચનો સહુ તણાં, પ્રેમ દોરીને દાહક!!!
સમજૂ શાણી નાર, નાનકો નાથ દિસે આ,
દુઃખ તણો નહિ પાર, એમ નર નાર કહે જ્યાં. ૫
સાસરિયામાં નાર, સભ્યતા ચિત્તમાં ધારે,
પિયર થકી શિખસાર, સમજુ થાવા સહુ આલે;
રેવું સારી રીત, પ્રીત સાસરિયાં કેરી,
ખરિ ખેંચવી ખચીત, એ અસર ઉર ઘણેરી. ૬
તેથી તરૂણી તજે, બધી ઉછાંછળિ ટેવો;
જવું સાસરે થવું, વધૂ ડાહ્યાં જશ લેવા.
આ હેતૂ વિણ અવર, હેતુ નહિ નારી મનમાં;
ગોરી ગંભીરાઇ, એથ ધારે નિજ તનમાં.
નાથ હોય નિજ ઘેર, નાનકો જાય નિશાળે;
સમજે નહિ કંઇ પેર, ઘેર ટટે જિવ બાળે.
પજવે નિત્ય માબાપ, શરમશી નરને નિજ ઘર ?
પત્નીને પરિતાપ, નાથ અણ સમજૂએ ઉર!! ૭
આવંપેડિ જે અસર, ખસે નહિ અંતરમાંથી;
એથિ નારિની નજર, નાથ ગમ નબળી થાતી. ૮
હું શાણી સમજેલ, એવું ચિત ચતુરાં ધારે;
ગોરી ઘેર મળેલ, "સમજુ વહુ" એવું ઉચારે.

---

[1] સ્ત્રી.

એ અંતર અભિમાન, અંગનાને આખો ભવ;
ખસે નહીં કો વાર, એજ અંકુરનો ઉદ્દભવ.
ભણી બને ભરથાર, પછી સમજૂને શાણો;
નેહ રહે નહિ નાર, પ્રથમ મતકે બંધાણો. ૧૦
શામા શિક્ષા ગ્રહે, નીજ જેવી નારીની;
બિચાર ના ઉર લહે, વધુ સમજણ વિદ્યાની.
થાય સ્વામિ સમજેલ, પછી સ્ત્રી મૂરખ લાગે;
આપે થઇ આવેલ, કેમ મત તરૂણી ત્યાગે!!! ૧૧
સાસૂ સસરા તણી, કરી સંપાદન પ્રીતી;
એજ મને ગણિ ઘણી, ગ્રહેના સમજૂ રીતી.
નિજ મતનો રે' નાથ, એવું નારી ઉરધારે;
બાગા ભીડે બાથ, વા'લથી પછિ વઢવાડે ૧૨

## નરમ ઠપકો.

### માલિની વૃત.

દિપક કરગ્રહીને, કોઇ કૂવે પડે છે;
જન સહુ પછિ તેને, ખુબ ગાંડો ગણે છે;
ચિત સુખ ગણિકૂએ, અંધકૂપે બિચારો,
તદપિ ન યશ પામે ન્યાયનો નેક ધારો, ૧
ત્યમહિણુ મતિધારી, બાળલગ્ને વધારી,
શિશુ હિ ઝટ નાંખે, કારિ ધારી કટારી,
ચિતજરિ નહિ શંકા, રે'સતાં શિશુ હાથે,
પરમદિલ દયાળુની ધરી છાપ માથે. ૨
હદ થઇ હિણુ ભાગી, જાગી જોતાં જણાશે,
મુરખ સુઇ રહે તો, આખરે માર ખાશે;
ત્યમ થયું દિલદીસે, ઉંઘ આવી અતિશે.
ઘર બળિ બધું જાશે, તોયના સાર લેશે; ૩
ભરત ભુમિ દિસે છે, ભવ્યતાએ ભરેલી;
તદપિ તણખલાની, નીચ ધારે કરેલી.
બગહિણુ બનતાંશાં, બાળલગ્નેથી બાળો;
નિરસુગ સહુ થાશે, છેક લેતાં ઉછાળો. ૪

જિવન જગત માંહી, જીવ સાથે જડેના;
ગુણહિણુ બની આજે, આર્ય ગુમાવતાહા !!!
જિવન જતું રહ્યું છે, જર્જરી ભુત દેહ,
સુખિજન કયમ થાશે, નીચનો ધારિ નેહ ?
મુરખ જન કહે છે, આપ શાણા બનો છો.
પથ શુભ પરવારી, વાટ આડી ગ્રહો છો,
કરમ શુભ નથીને, શુભની ધારિ આશા;
મૃગજળ નિરખીને, આખરે છે નિરાશા. ૬
તદપિ નયનની છે ભુલ એ ભાળતા ના,
ધસવું મૃગજળે એ, વાંઠ વીચારતા હા !!!
કુપથ સુપથ માંહી મધ્ય રસ્તે પડેલો,
કરણ સુણ્યું નથી જે, છોડી સીધો ચડેલો. ૭
ત્યમ થયું મમદેશી, લોક ભુલા પડ્યા છે,
સુપથ તજિ સ્વદેશી, નીચ રસ્તે ચડયા છે,
કહિ નહિ અટકે એ, પુર્ણ થાક્યા વિનાના;
બધિર[1] નજિક જૈને, શંખ ફુંક્યા નકામા. ૮
નયન નિરખવાનાં, નાશ પામ્યા દિસે છે,
નિરખિ દિપ શિખાને[2], શું પતંગો પડે છે !
ચિત શુભ થવું ધારી, વેદનાને વિસારી,
તદપિ વધતિ દીસે, બાળલગ્ને બીચારી ! ૯
દુરભગ દિસતા શા, આર્ય દેદાર ભાળું.
ભરત રણ ભુમીના, વીર ક્યાં યાદ આણું ?
સરપ વહિ ગયાને હાય દીસે લીસોટા !
નંકર જન જવાથી, ખોખલા જોઉં ખોટા. ૧૦
દમડિ તણિ દિસેના, દેહમાં શક્તિ સાચી,
ફટ દઇ ફુટિ જાતા, ફુલડી હોય કાચી;
પર વરવું ન પ્યારે, કોદિ વિદેશ માહી,
યવન તણિજ ભષા, શીખવી કોદી નાહીં. ૧૧
દિસતિન દિલમાંહીં, શક્તિ, એ સુચવે છે,

---

૧ બહેરા. ૨ જ્વાળા.

જડ મતિ જન માંહી, ન્યાય આવા વસે છે,
અવર જન કદાપિ, નિરખે ન્યાય આવો;
વદવું શું મુખ એને, છો પશુના સગાઓ, ૧૨
પશુ થકી પડતીમાં, દીસશો આંખ એને,
શિંગ પુંછ તણિ ખામી, ચીન વિચારશે એ;
સકળ જગત માંહીં, ભારતીની[1] સુકિર્તી.
ઉછળતિ ઉદધીની,[2] છોળ જેવી સુમુર્તી ૧૩
જનક જગ વિષે છે, પુર્ણ પ્રખ્યાત પ્યારા.
સુરસ અહિ રહાતા, ન્યાયના નેક ધારા;
તનુજ નુર વિનાના, એ પિતાના બન્યા છે,
જયમ દિપ પછવાડે, અંધતાં આવી દિસે !!! ૧૪
પ્રબળ ગતિ દિસે શું, કાળને ફૂદવાની,
ચડતિ પડતી દીસે, રંકને રાજીઆની;
પડતિ પુરણ પેખું આર્યની આ સમામાં, ૧૫
ચિનહ ન ચડતીનાં છે નહીં ન્યાળવામાં; ૧૫
ચડતિ કયમ થવાની ચારૂ[3] કામો તજ્યાં છે,
કુમતિ વધતિ ધારી વેંમ જાળે ફસ્યા છે;
નિકળતું ગમતુંના કાડનારા નઠારા,
વિષ[4] મહિં વસનારા જીવ છે બોલનારા ! ૧૬

## ભરતભુમીને આશ્વાસન.

### દોહરા.

સમજણુની સંસારમાં, જન્મ્યા પછી જરૂર;
વિદ્યા અમૃત ચાખવા, સહુને ઇચ્છા ઉર. ૧
સમજણુ વિણુ સંસારમાં, મનુષ્યન મહિમાં[5] માન;
જ્ઞાન વિના નાદાન નર, ત્યમ ગોરિન ગુણવાન. ૨
ખલક[6] વિષે ખોરાકનું, ભૂખ સમયમાં ભાન;
વિણુ ભૂખ જો ભક્ષણુ કરે, થાય અજીર્ણુ નિદાન. ૩

### વસંતતિલકા વૃત.

હે ભૂમિ ભારત તણી તજ શોચ ચિત્ત,

૧ ભરતભુમી. ૨ સમુદ્ર. ૩ સારાં. ૪ ઝેર, ૫ પૃથ્વી. ૬ દુનીઆં.

જાણે ન મુગ્ધ મન હીત અને અહીત;
ચિંતાગ્નિ તુજ ચિત શાંત રહે ચતૂરાં.
બાપૂ મુઝાન જરિ, છે વિધિ કાર્ય એવાં ૪
જ્યાં જ્ઞાનવાનનરનાર ઘણાં વધારે,
સંપી સદૈવ વસતાં ઘસતાં સુધારે;
ભાવિક ભારતિ તણા તનુજો હતા તે,
પામ્યા પ્રકાશ લય સ્વર્ગ વિષે જતાં તે; ૫
કિર્તી ન ચાહિ ચિત દેશનું હીત ચાહ્યું,
એવા સુવીર[*] થકિ આંહિં નહી વસાયું;
કાળે થપાટ હણિ છે પડતી થવાને,
તો શોચ કેમ ચિત માતુ ધરે અત્યારે. ૬
જ્યાં પ્યાર સાર નર નાર મહીં વસેલો,
દીઠેલ કોદિ નહિ ચિત્ત થકી ખસેલો;
તે પ્યાર જોડિ કર[૧] દંપતિને હુરેથી,
કોદીન દૂર ખસતો વસતો પ્રિતેથી. ૭
છે પ્યાર રીત જન બે પડકે સુભાવે,
નાસેન કોદિ અતિ શાંત દિસે સ્વભાવે;
એવા સુશીલ પુર હીતકર[૨]ને તજીને,
બેઠા કુસંપ કુમતી રૂઢિને સજીને. ૮
છો પ્યાર જાય પણ ના રૂઢિને તજાશે;
શાસ્ત્રોનિ સ્વાર્થિ નજરે જરિના જણાશે;
પૂરો ન પ્યાર પરખે પતિ પત્નિ ચિત્ત,
જાણે ન આપ તણું છે હીત કે અહીત. ૯
વાત્સલ્ય ભાવપિતુમાત તણો ધરે ત્યાં,
કો' કેમ પ્રેમ વસશે જઇ દંપતિમાં;
છે ના જરૂર ઉર પ્રેમ તણી પ્રસંશા,
માંડી દુકાન શિશુ[૩] ! શું વકરા[૪]ની આશા !!! ૧૦
જાણે ન પ્યાર પણ પ્રાણ તજી ધરે છે,
આહૂતિ અગ્નિ મહિં હાડ હવે જળે છે;

૧ હાથ. ૨ હિતેચ્છુ. ૩ છોકરાં ૪ વેચાણ.

જાજ્વલ્યમાન મુખના સુખના શરીરે;
ના પ્રેમ નેમ જરિ ભારત માંહિ દીસે. ૧૧
દેવી થની દહનજે પતિ પ્રેમ ધારી,
જાણી સદૈવ શુભ શું ગઇ તે બિચારી!
છે જ્ઞાન નાશ કયમ પ્રીતિ ઝરો વધે કો,
ક્યાંથી થવાય સતિ? નાશ થતાં પતિ કો.' ૧૨
સંસાર સુખ બહુ સાર, નપ્યાર લાગે,
કો' કેમ બાળિ બળવાળિ વ્રતીનજાગે?
જામેન જોર કરિ વૃક્ષ વડું વપૂમાં,
છે જ્યાં નવૃક્ષ કરિવાર ફરી જવામાં? ૧૩
જ્યાં પાક [1]પ્યાર પણ પ્રજવળિ જાય પ્રાણ,
રે'વાય કેમ શરિરેતજિ જાય પ્રાણ,
પ્રાણાંત થાય તુટિ જાય કદાપિ પ્રેમ.
કાઢે વિયોગી દિન, જીવન, મૃત્યુ જેમ!!! ૧૪
જોટાંન પ્રેમ અહતાં ઉરરે' ઉદાસી,
રે'કેમ જીવ મળતા? પ્રિતના પ્રકાશી,
છે ના વિકાસિ કળિ ત્યાં શું સુગંધ જામે?
તેનો ન યોગ્ય ઉપયોગ મળે કટાણે, ૧૫
ટાણા સિવાય ખરિના ખુબિઓ જણાતી,
પ્રીતી તમામ ઉપયોગ વિનાની થાતી,
રે' વાંસના ઉર વધુ સુત વંશ રે'વા,
દાદો બની દિલવિષે સુખ સર્વ લેવા. ૧૬
ત્યાં તું હિંડોળો મુગ જગે ન થયો પિત્તા જ્યાં!
થાતાં યુવાન સમશાન સુતો જઇ ત્યાં!!!
તારાં કરેલ તુજને નડવાં નકી છે,
આથી અધીક ગુજરે મુજને વકી છે. ૧૭
માટે તું જાગિ નર જો તનમાં તપાસી,
આ દીસની શું વધુ આર્ય પ્રજા ઉદાસી,
ના [1]નુર મૂખ શુર વે'ણ જુદાં ઉચારે,
રૂઢી વિરૂદ્ધ વદતાં દિલ [2]દ્વેશ ધારે. ૧૮

---

૧ તેજ. ૨ અદેખાઇ.

એવા થયેલ મતિ હીણ મિથ્યાભિમાની,
તારી તમામ મુળ વૃત્તિ દિસી ગુમાવી;
હે માત તેથિ તનુજો નબળા દિસેઆ,
સંસ્કાર થાય સુતરે ભલિ [1]ભારતીના. ૧૯
જાણે કદાપિ નુકશાન પછી [2]નિવારે,
તે દીન વીર ભડ ભારતને સુધારે;
આદીન વાણિ વદું તે સુણિ ભરતીને,
દ્યો સાહિ, ભાઇ તજિ રૂઢિ રૂડી વૃતીને. ૨૦

## બાળકોને શામાટે કટારે મારવાં?

### રાગ દેશી.

**"નહિ વિસારિયેરે, આ રૂદિયામાંથી રામ." એ રાગ.**

નહિ વિદારિયે રે, કટારિયે નાનાં બાળ, નહિ વિદારિયે. ટેક.
આવે ઘરે મીજબાન[3] તેને, ખાનપાન દઇયે શૂભ રીત;
બાળ પોતાનાંને બાળિયેરે, બાળ લગ્ન ઝાળે વિપ્રીત[4] નહિ. ૧
પાળક આળશી ટાળક થાવું, ન માબાપની એ રીત;
વાડ જ્યારે ચીભડાં ગળે, ત્યારે કોણુ કહે એ પ્રીત. નહિ. ૨
વસ્ત્ર વપૂ પર પહેરી શકે નહિ, નહિ ખાવાનું ભાન;
એવા સમયમાં વરાવિયે રે, ત્યારે બાળ પુરાં હેરાન. નહિ. ૩
પ્યાર શું તે તલભાર ન જાણે, શી આણે તકરાર;
ક્રુર માબાપ કરાર કરે ત્યારે, હજારવાર ધિઃકાર. નહિ ૪
પેટ પુરૂં કરે આશ અવરની, નહિ જંજાળની જાળ;
એવેસમે પાપી પારધીરે, જઇ પાથરે એને જાળ. નહિ ૫
માણી ન જાણે રૂષ્ટ માબાપો, સારી રીતે સંસાર;
વારસો આપે વેવલાંરે, ખરી રીત જણાવી ખાર. નહિ. ૫
શોણીત[5] સોષાઇ જાય શરીરથી, તેજ જતાં તતકાળ;
અડવડીઆં એને આવતાંરે, વિશ વર્ષમાં આવે કાળ, નહિ. ૬
બાળપણામાં બાળને સંગત, બાળાની નહીં એશ;
બાળા જેવા બાયલારે, બન્યા આજ નરો વિશેષ. નહિ. ૭

---

૧ સરસ્વતી. ૨ દુર કરે. ૩ મેમાન. ૪ ઉલટું. ૫ લોહી.

જીવતે મુવા જેવા જગતને, બાળલગ્નથી બાળ;
વર્ણશંકરની દેશનેરે, આખર ચોંટાડી ગાળ. નહિ. ૮
બાવલા બીકણ બાળકો થાતા, મુખપર બેસતી માંખ;
આર્ય ભૂમિની આ દશા તું, ઓહરી શાને સાંખ. નહિ. ૯
દેશ તણો ઉત્કર્ષ થવા કદી, હર્ષ ધરો જન કોઇ.
લક્ષ લાત લગાવજ્યોરે, બાળલગ્નને રે'શો ન રોઇ. નહિ.૧૦

## બાપનો ધર્મ શું ?

### રાગ કેશી.

ધ્યાને ધારિયેરે, માબાપ, ધરમ માબાપ, ધ્યાને ધારીયે ટેક.
પોષણ કરવું બાળનું એછે. ધર્મ સકળ સંસાર;
શોષણ કરવું લોહિનું રે, એવો ક્યાંઇ નથી કરાર. ધ્યાને ૧
[1]અર્ભક ઉછેરવામાં ઉમંગને, સંગથી શાંતી થાય;
ખસેડી દેતાં ખાડમાં રે, કરો માબાપ વિચાર કાંઇ. ધ્યાને ૨
કેલવણી પૂરા કોડથી દેતી, ખાનપાન [2]પરીધાન;
રીઝમાં જે રખડાવશો રે, તો બાળ પુરાં હેરાન. ધ્યાને ૩
જેને માટે મુખ [3]જોહિમત વેઠી, અવનીમાં એક વાર;
[4]ભુજંગ પેઠે ભક્ષતાંરે, કેમ આપણે આપણાં બાળ. ધ્યાને ૪
લાડલડાવજો લક્ષધારી, કરો ઉપાય આગ્રા ઉમંગ;
તાતે તેલે ન નાંખવારે, એનું ઓગળી જાશે અંગ. ધ્યાને ૫
ખીલતા ફૂલને ખીલવા દેવું, એછે બરોબર ન્યાય;
અણુ પાકયું તોડી પાડતાંરે, એતો આપે સૂકાઇ જાય. ધ્યાને ૬
જતન રાખી જોગવાર કરવાં, [5]નરવાં રાખવાં રોજ;
રોગમાં રીબી ન રાખીયેરે, એને બમણો નાંખી બોજ. ધ્યાને ૭
નામ રાખે નિજ કૂળનું એતો, કરવા આછા સૂત;
કુળ બોળણજો નીકળ્યોરે, તો તમેજ પુત કપૂત. ધ્યાને ૮
નાજૂક નાનકાં હોડતાં દીસે, બાળકો બાગે વેશ;
કારમ્યાં એને કેદમાંરે, નવ નાંખતાં પકડી કેશ. ધ્યાને ૯
શિક્ષણ શુદ્ધ વિવેક વિધાનું, દઇ કરો ડાપણદાર;
પણ હણો નહી હોંશથીરે, બાળલગ્ન તણી તલવાર. ધ્યાને ૧૦

---

૧ છોકરાં. ૨ લુગડાં ૩ મુશ્કેલી. ૪ સર્પ ૫ નીરોગી,

સુખ સંસારમાં સામટું ચાખે, દુખ દેખે ન કોવાર;
લલ્લુ લાયક લેખમાંરે, લખે બાળલગનને બાળ. ધ્યાને ૧૧

## પ્યાર પરદેશમાં કાં ગયો ?

### મનહરછંદ.

વરવા કાઢીને વરઘોડા ઘેર ઘોગ જેવા,
ઉભા ઉંટ જેવા વર રાજન તણા વેશમાં;
[1]પ્યાર તલભાર પરખાય ના પતીત રીત,
પ્રીતને ખચીત ખસે વસે ભુંડા વેશમાં;
નેમ નહી પ્રેમ બાંધ્યા જેમ તેમ નભે કેમ,
રહે આખો ભવ એમ દંપતી તો દ્વેશમાં;
પળતો પેખીને [1]પતીયાર પ્રજનમાંથી પછી,
પ્યાર પરનારી [2]પરવર્યો પરદેશમાં. ૧

## મનમળવા શિવાય મહોબત શી ?

### મનહરછંદ.

ઓળખાણ વિના ન ઉમંગ ઉર માંહીં આવે,
ભાવે નહીં વસવું ભવો ભવ એ વેશમાં;
પ્રાણીને પકડી પારધી ધરેછે પીંજરામાં,
પ્યાર વિના, પીડાથી વસેછે એ પ્રદેશમાં;
ઉડવાને ઉરમાં ઉત્સાહ પણ અપંગ છે,
નહિતો વસત નહી વા'લાથી વિદેશમાં;
પ્યારનું [3]પીયુશ પીતાં પતીત પાવન થાય,
જોડું ન જોડાય કંથ કામની રે' કલેશમાં. ૨

## લગ્નનો કાયદો એવો કાં ?

### મનહરછંદ.

બાળકને દઇને બદામ દામ હરી લેવાં,
કરી ખુશી તોય કુર ગણેછે એ કાયદો;
ફંદમાં ફસીને ફાંસી ફોગટની ખાય, ફુલી—
ફુલમાં ફુલાય ફાંસીખોર ગણી ફાયદો;

---

૧ આબરૂ વક્ર ૨ ગયો. ૩ અમૃત.

વેદના સહેછે વંશ વેદના વિચાર વિના;
વરાવીને વાવતા વિનાશ તણો વાયદો,
ફાયદો ફાંસીનો લ્હાવો લેવા તણી લાલચેછે;
હઠે તેમ કરો કોઇ કાયદો ઇલાયદો. ૧

## કસાઇને હિંદુ માબાપોમાં શો ફેરફાર ?

### મનહર.

પાળી પોશી પ્રીત ધારી ધારી કરમાં કટારી,
નાંખતા વિદારી પ્રાણી જાણી જોઇ જોરમાં;
પાઇ પય પોતાતણું પાળતાં રાખીને પ્રેમ,
શાણાં બની લગ્ન કરે શીશુ તણાં શોરમાં;
હાથે હણતા ન હણવાનું હથીયાર રાખી,
અવરને હાથ આપી રેંસી નાંખે રોળમાં;
ફાંસલ ન હોય પણ હર્ષ આણી હણી નાંખે,
શોછે ફેર ફાર હિંદુને હલાલ ખોરમાં ? ૧

## બાળ લગ્નથી થતી વિધવાઓ.

### દોહરા.

બાળાને પરણાવતાં, મનમાં માને લા'વ;
રાંડે રામા લા'વથી, ઉંધો થાય ઉઠાવ. ૧
લાવ ઘડિક લેવા જતાં, આખા ભવનું સાલ;
વિધવા થઇ ઘરમાં વસે, બુરા થાય હવાલ. ૨
સ્થિતિ વિધવાની દુખદ ગણિ, દાઝે ચિત માબાપ;
આખો ભવ ઉભું કરે, પેટ પાળિ હણિ પાપ. ૩
પણ પોતે પસ્તાયના, જોઇ વિધવાનો વેશ;
આપ કાર્યથી અવર દૂખ, તોય ન દિલમાં દ્વેષ. ૪
કુચાલ બાળલગન તણો, જે વિધવા કરનાર;
તેને ન તજે કોઇ દિન, ગ્રહે ગુણિ ગણિ માર. ૫
બાળા રાંડે બાળ પણ, છતાં તેનિપર દ્વેષ:
ધરે, ધશર [1]ધરા પરે, નીદે ચાલ ન લેશ ! ૬
કારણ વિણ કારજ કદી, આ જગમાં નવ થાય;

૧ પૃથ્વી.

છતિ આંખે આંધા બને, પણ કારણ ન તજાય. ૭
બાળલગ્ન કારણ થકી, બનતી વિધવા બાળ;
વિધવા પર પડતો જુલમ, પણ નવ તજે કુચાલ. ૮
નાની વયનાં લગ્નથી, વિઘ્ન વીધવા રૂપ,
નિરખે પોતે નજરથી, તોપણ બેસે ચૂપ. ૯
આપે અહુ અફિણ છતાં, અમૃત માનિ અજાણ;
પ્રાશન[1] જન પ્રીતે કરે, કેમ ન નિકળે પ્રાણ? ૧૦
આપતણી ઉંધી મતી, માને સરસ અજાણ;
કબુલ કરે નહિ ભૂલનિજ,[2] કરડી કાળા પાણ.[3] ૧૧
કદિ ન વિચારે ચિત્તમાં, આછે મારી ભુલ;
પણ ફરતા રે' બેવકુફ, ફોગટ કરતા ફુલ્ય.[4] ૧૨
વિશ વર્ષ સુધિ બાળને, વ્યાધી અધિક પ્રકાર;
આવે કાળ સમી સદા, બહુ બાળક મરનાર. ૧૩
માબાપોની ભૂલને, સમજણ નહિ શિશુ ચીત;
એ વયમાં વ્યાધી અસહ્ય, આવે ગણ પ્રચીત. ૧૪
પરે બાળ બાળા બહુ, નાનિ વય નિરધાર;
એક મરેતો અવરનો, બગડે સહુ સંસાર. ૧૫
બાળક નાની વય વિષે, પરણાવે ધરિ પ્રીત;
મરતાં બાળા ભવ બળે, હિતમાં થાય અહિત. ૧૬

## હરિગીત છંદ.

નાની વયે બાળક મરે ભવ બાળકીનો બળિ જશે,
થયું જો પતીનું મૃત્યુતો, અપશુકનિ સહુ સુખ ખોલશે;
બગડે બિચારીનો બધો ભવ હીંદુ રૂઢી જુલમથી,
પણ તે ન ગણતાં કોજરા અપશુકનિ માને ચિત્તથી. ૧૭
હોંશે અમે પરણાવિયો ન્યાતી વિષે ઉજળા થવા,
ખુબ ખરચ્યું વિત્ત હિત જાણિ ચિત આ દુષ્ટ દિવસો દેખવા;
પરણાવિયો બાળક અમે લીધો રૂડો લા'વો ઘણો,
અવતાર બગડયો છે અમારો કાળ થાતાં તે તણો. ૧૮

---

૧ ખાવું. ૨ પોતાની. ૩ પથ્થર. ૪ બડાઇ.

વહુ આવિ પગલાંની નઠારી ઠામ ઠરિ બેશા નહી,
લિવા કર્યા ત્યાં જરિક સુખ આ જગતમાં દીઠું નહીં,
ઉલટું અમારૂં બગડિયું આવી વહુજ અભાગણી,
એથી થયું અનિશે અનીષ્ટ અમારૂં એવું ચિત ગણી. ૧૯
મેણાં હમેશાં મારતાં સાસૂ ન ચિત શંકા ધરે,
પજવે પુરી, વિધવા બીચારી, કાળ આગળ શું કરે?
ઘરમાં થયું જરિ જ્યાન[1] તો વહુ રાંડ થઈ નીંદાય છે,
લાખો તણું નુકસાન નિત વહુથી થયેલ મનાયછે. ૨૦
પણ ના વિચારે પાપિયો કુદરતનિ આગળ શું કરે,
પ્રભુ માર જ્યાં લાગે અસહ્ય ત્યાં કોણ કર આડા ધરે,
કુદરત નિયમથી ઉલટા ચાલ્યા તણું ફળ આ મળ્યું,
એવું કદી ગણતા ન ચિતથી પાપ વૃક્ષ ખરૂં[2] ફળ્યું. ૨૧
જોઇને જનાવરમાં જગે વિણુ વય ન વામા સંગમાં,
પક્ષી પશુ પડતાં નથી પણ એથિ નરતા[3] ઢંગમાં,
આવ્યા તમે આર્યો અધમ સ્થિતિમાંહિં ઉલટા ચાલિને.
તો કયમ સજા કુદરત કરે ના હાથ શસ્ત્રો ધારિને. ૨૨
મૃત્યુ તણું ભરી શસ્ત્ર કુદરત ન્યાય આપનાર ખડી,
નિરખે તમાસો જગતમાં, વારે[3] ન જરિ આડી પડી;
પણ તે તણા ઉમદા નિયમથી જરિક આડા ચાલિને,
અહંકાર આણે ઉરમાંનો કરતિ શિક્ષા ઝાલિને. ૨૩
વય પકવ વિણુ કરતાં લગન બોલે ન મુખથી બાપડી,
છે રૂઢી અંધા ભાન નહિ સુઝતા બિચારી કયાં પડી,
સંભાળ તેના નિયમની અંતર આંખથી જરી,
સુઝતી નથી આર્યો ઉરે મૂકે નિયમ પર તે છરી. ૨૩
નાની વયે નર નારિને ઉપયોગ યોગ્ય ગણાતના,
પણ લાવ લાયની નજરથી નઠારૂં બન્યા નિરખાયના;
બાળક બિચારો બાર વર્ષની વયવિષે સંસારમાં,
પડતો દિસે હા! જુલમથી ઉનાઇના અંગારમાં!?! ૨૫

---

૧ નુકશાન. ૨ ખરાબ. ૩ અટકાવે.

કો' કયાં સુધી કાનુન[1] ભંગ થતો જુએ નિજ આંખથી,
કુદરત ન કોપે કેમ તેપર, જે ચિતે ગણુના નથી;
પછિ ક્ષય અને નબળાઇનું અતી તિવ્ર શસ્ત્રજ વાપરી,
રે'એ શિક્ષતે હાથ કુદરત કામ ઉલટાં ચિત ગણી. ૨૬

દોહરા.

ઉલટાં કામોથી સદા, કુદરત ક્રોધ ભરાય,
બાળક મરતાં તેથિ બહુ, પણ ચિત નવ સમજાય. ૨૭
કો આવીને આપણું, જરા કરે અપમાન,
ક્રોધ ચડેને ચિત ચહે, કરવા વડું નુકશાન. ૨૮
તો કુદરતનો કાયદો, તોડો આણીતાન;
તો કયમ તમને નવકરે, કુદરત પછિ નુકસાન. ૨૯
અધમ તમારા કાર્યથી, અર્ભક[2] મૃત્યુ થાય;
પાપ તમારે શીર એ, હાથે કર્યું ગણાય, ૩૦
દેશ વિષે વિધવા ફરે, સહે દુખનો ભાર,
ફટ ફટ સહુ કરતા તમો, બળી જતાં સંસાર. ૩૧
પરણાવી છે પણ તમે, રંડાણી તમ હાથ;
ફટફટ તમ હાથે થતી, આપે બની અનાથ. ૩૨
અબળા ઉપર અહરનિશ, અનુકંપા[3] ધર ઉર;
પણ એ બુદ્ધિ બળિ ગઇ, થયા હૃદયના ક્રૂર. ૩૩
સાસુ નણંદ મેણાં વદે, ખાવા નવ દે જાર;
આખો ભવ રડતી રહે, વિધવા જન્મ અસાર. ૩૪
સાસરિયાં હિણભાગિ કે' પછી પિયરમાં જાય,
માબાપો પણ માનથી, ચિતમાં જરિ નવ ચાંય. ૩૫
ભાઈ અને ભોજાઇઓ, ગણે ચિતથી પાપ;
લડિ મેણાં મારે જગે, વિધવા દુ:ખ અમાપ. ૩૬
નિચ પગલાંની આ નણંદ, કર્યો સાસરે નાશ;
લોહિ પિવા આ જોગણી, આવિ હવે અમપાસ. ૩૭
વચન માર બે તરફના, પિયર સાસરામાંય;
કહો વિધવાનો જન્મ સહુ, કેમ સુખમાં જાય. ૩૮

૧ કાયદો. ૨ છોકરાં. ૩ દયા.

આપ કર્મથી આ થયું, તે ન ગણે માબાપ;
ઉલટાં નીંદે કર્મને, ગણે પુર્વ કર્યું પાપ. ૩૯
અરે મુર્ખ ઉંધી મતી, ઉપજી ક્યાંથી આજ!
આપ હાથ અવળું કરી, મુખથી કહેતા નાજ!!! ૪૦
જૂઠા બોલા જગતમાં, અવર ન તમથી અધીક;
કરો નીચ કામો છતાં, આપ ન ગણો અડીક. ૪૧
"હડમાં પગ કર મુંછપર" ઉંધી મતી અજાણ,
"તમે કર્યું ન કર્યું કહો," પ્રભુ કયમ કરે પ્રમાણ. ૪૨
આવી વિધવાની દશા, અધમ આર્યમાં થાય;
દેશ વિદેશે આ સમય, હિંદ ઓથ નીંદાય. ૪૩
"હિંદુ વિષે હા! બહુ જુલમ, વિધવા પર હમેશ;"
થાય, વિદેશી મુખ કહે, તેપર ધારો દ્વેશ! ૪૪
નીચ તમારાં કામ પણ, નીચ ન મૂખ કથાય;
ખરું કહે તેપર સદા, અણ સમજુ ખીજાય. ૪૫
અણુસમજુ કરતાં અધિક, અધમ હાલતે આજ;
સ્નેહ શૌર્ય છેટાં કર્યાં, નિચ ધારાને કાજ. ૪૬
વિધવાને કટુ વચન કહી, નિત્ય જણાવે ખાર;
સાસરિયામાં સહુ જણાં, વિધવા સહે દુખમાર. ૪૭
આખર કંટાળી જતાં, બાળી બળિને ચીત;
શ્વસુર ગ્રહેથી પિયર જઇ, વિધવા વસે ખચીત. ૪૮
નાનિ વયે વિધવા થઇ, જુલમ સાસરામાંય;
ખાવા નવ દે રોટલો, આખર બહુ મુંઝાય. ૪૯
પિયર કદાપિ ગરીબ કે, વખતે કો નવ હોય;
નિરાધાર વિધવા સદા, ખુણે પડિને રોય. ૫૦
શુભ કામે સામેલ નવ, કરતાં જન કોવાર;
વેશ વીધવાનો ધર્યો, જોઇ કરે ધીકાર. ૫૧
શકન ના જોતાં કરી, માને મન દુખ રૂપ;
વિધવા શિર સંકટ પડે, આર્યો માંહિ અનુપ. ૫૨
બળિજળિ વિધવા બાપડી, જન્મ પુરો કરનાર;
શુભ ચાલે માબાપની, આબરૂ સાચવનાર. ૫૩

મરે આબરૂ સહિત, ધણી, કરે નીચાં નિત કર્મ;
જેથી ડુબે દેશમાં, આર્ય સનાતન ધર્મ. ૫૪
બાળકની હત્યા અધિક, દેશ વિષે દેખાય;
યતિ દર વરસે તે છતાં, આંખ નહિ ઉઘડાય. ૫૫
પડળ વળ્યાં આર્યો તણી, આંખે દિસે આજ;
ધારાથી ધગતાં હૃદય, સુખનો જરિ ન અવાજ. ૫૬
એ સહુ બાળલગન તણી, ખરી દિસે મોંકાણ;
આપ લખે મેલા પછી, કરમે માંડે કાણ. ૫૭
કઇક વિધવાને ન દે, ખાવા પૂરું અનાજ;
પેટ બળે પાપો કરે, આબરૂ જાય નારાજ. ૫૮
એ ફળ સહુ શિશુ લગ્નનાં, રાંડે નાની નાર;
જિવતે મુએ જગમાં ગણું, દુરાચાર વધનાર. ૫૯
જિવ ઉપર ધારે દયા, "જીવ દયા પ્રતિ પાળ,"
ધરે નામ મોટું છતાં, હણે આત્મનિજ બાળ. ૬૦

## બાળલગનથી પ્રેમમાં પડતા વિભાગ.

### દોહરા.

સત્ય પ્રેમ સ્વરૂપનો, બાળલગ્નથી નાશ;
હાંશન હૈયામાં જરી, કાયમ રહે કંકાસ. ૧

### હરિગીત છંદ.

પરણાવતાં ધરી પ્યાર શિશુને એ વખત આનંદમાં,
રે'તાં સદા માબાપ મનથી બાળ ધરીને ફંદમાં
આવી વહુ ઘર આંગણે, રાજી તરત હૃદયે થતાં;
વહુ એક એ વખતે થતી માહીત કે ચિત બાળ જતાં. ૨
સાસૂ ગુમાન ધરે હૃદયમાં હું વડી આ ઘર વિષે;
આવી ઘરે ગૂલામડી વહુ હુકમ કરવા મન થશે;
ભૂલી જતી પોતે વહુ તે વખત આગળ છે ગયો,
પણ આ વખત સાસૂઅની ઉર ગર્વ અદકો આવિયો. ૩
આ આવડ્યું નહિં કામ અણઘણ વહુ મળી અમને જગે,
મરિ જાય કરિને કામ પણ વખણાય ના વહુ કોદિને;

શીખેલ સાસુ ધીઃકારવા અધિકાર ઉમદા આપનો;
માની મને, હરદમ રહે પગ ઘર વિષે સંતાપનો. ૪
સારૂં કરે વહુ કામ પણ સાસુથિ ધીઃકારાય છે,
સુખ રૂપ તેથિ ન "સાસરૂં શૂળી સમાન" ગણાય છે;
આવી બિચારી નાનિ દુહિતા તાતઘર રમતી હતી,
આનંદમાં ઉછરેલ જેને લેશ ગતિ બીજી ન હતી. ૫
એ કેમ શીખે અવર ઘરનું કામ આવી પહોંચતાં,
માહિત થતાં લાગે વખત ત્યમ સાસુ ચિત દુખિયાં થતાં !!!
મેણાં હમેશાં મારતી વહુને હૃદય ક્રુરતા ધરી,
ના બાપ ઘર દીઠું કશું એવાં વચન શઠ ઉચરી. ૬
નથિ માલ વહુમાં કોડિનો મીઠું ન માયે જરિ ધર્યું,
આ મુજ ઘરે પોષાય પણ બીજે ન ચાલે આ કર્યું;
સાસુ તણી નાખુશિ ખોટીની કરે ફરિયાદ ક્યાં,
નાનો બિચારો નાથછે રડવું જઇને દુખકિયાં. ૭
વસ્તારિના ઘર કામથી નવરાશ ના દિનમાં મળે,
રાતે થતી નવરી પીયુ સુવા વખત એ શું કરે !!!
બાળા બિચારી બળિ રહે ના કોઇ ઘરમાં આપનું,
આવી અજાણ્યા ઘર વિષે સુખ યાદ કરતી બાપનું. ૮
તેમાં નઠારી સાસુઓ સમજાવતી નિજ સુતને,
વહુ તારિ છે બેટા નકામી તે ન અમને પરવડે !
નહિં ઢંગ વહુના કામમાં ઘરમાં બગાડ બધો કરે,
શિશુ નાથ તેથી માતનું સુણિ મારવાને મન ધરે. ૯
સહેતી બિચારી સકળ દુખ કયાં વાત પીતક જઇ કરે,
પતિ સાથ ના બોલાય દિનમાં નાથ નાનો શું કરે ?
મા બાપના પુર દાબમાં ફરિયાદ શાની સાંભળે,
વાતો કરે જો દિવસના તો લાજ હિણુ ઘરમાં ઠરે !!! ૧૦

**દોહરા.**

માત તાતની રૂબરૂ, કરે દંપતી વાત;
નીતી છતાં વિરૂદ્ધ એ, ગણાય મહા ઉતપાત !!! ૧૧
નિર્લજ મારો દીકરો, વહુ તણે વશ આજ;

અમે છતાં એ બોલતાં, લેશ ન ધરતો લાજ. ૧૨
જુઓ હિંદના પ્રેમની, આજે દશા મલીન;
વાત કરે ઉતપાત ગણિ, કર્યો પ્રેમને દીન! ૧૩
દંપતિ શુભ વાતો કરે, તે કયમ નિર્લજ હોય,
અટકાવ્યા આતુર બને, પ્રણય ભંગ ત્યાં હોય. ૧૪
નાની વયમાં અણુસમજ, માત તાતની બીક;
વહુ સાથે વાતો કરી, કરવી એ નહિ ઠીક. ૧૫
બાળક ખેલે બાળમાં, વહુ ધરમાં બેઠેલ;
છોકરવાદી જોઇને, ચિત અગની સળગેલ. ૧૬
ગણે નમાલો નાથને, શ્વશુર સાસુ આધીન;
રહેતાં ડાહી ગણાય છે, એ વિચારમાં લીન. ૧૭
પતિ પરવા ન કરે પછી, સાસુને ચિત ચાય;
સાસુ મત આધીન વહુ, તો સાસુ ખુશિ થાય. ૧૮
"વદે પછી લોકો કને, વહુ છે ડહાપણદાર;
નથી સમજતો છોકરો, પણ છે સમજુ નાર." ૧૯
મોટી બનાવે સાસુ ત્યાં, વહુ વડાઇ વીંટાય;
અણુસમજણ જે આપની, તે પણ શુભ મનાય. ૨૦
નાથ તરફ નેહજ ઘટે, મટે મનમાં માન;
શી મોટપ શિશુને હશે, વર મારો નાદાન. ૨૧
પિયર તણો ચિત પ્યાર છે, સહે સાસુનું દુ:ખ;
તેડે કયારે તાત ઘર, જઇ પામું જ્યાં સૂખ. ૨૨
અરઘો પ્રેમ શ્વસુર ગ્રહે, ઠરી ન બેસે ઠામ;
પીયરમાં પુરણ પછી, કરે પ્રેમ વિશ્રામ. ૨૩
નાથ નારિને કો બખત, મળવાનો નહિ લાગ;
"મળતાં નિર્લજ થાય" એ પ્રેમ દોરિને ડાઘ. ૨૪
વળિ સરખી સાહેલિયો, પિયર તેમ માબાપ;
મશ્કરિમાં વાંકું વદે, ખરૂં માનિલે આપ. ૨૫
સાસુ સસરો બેનનાં, કરે વધુ વઢવાડ;
નિર્લજ છે એ બેજણાં, કરે વધુ વઢવાડ; ૨૬

સાસુ તુજને મારશે, છે બહુ કજિયા ખોર;
તું તેને પોંચીશ કયમ, જો નહિ રાખીશ જોર? ૨૭
વર છે ગાંડો બેનનો, નાનો જાય નિશાળ;
પોતહિ પેરી નવ શકે, રખડુ ને નિરમાલ્ય.” ૨૮
આવાં મશ્કરિનાં વચન, બાળા ગ્રહતી ઉર;
અક્કલ નહિ અંતરવિષે, ચિત ગણુતી એ શૂળ. ૨૯
હલકી સાસરિયાં તણી, વાત પિયરમાં થાય;
તે સાચું માને સૂતા, પછી સાસરે મુંઝાય. ૩૦
ખરાબ આંખે પ્રથમથી, જોવા શીખે બાળ;
પછિ સારૂં સહુએ હશે, પણ ચિતમાને કાળ. ૩૧
ખરો પ્રેમ પાછો ખસે, જ્યાં આ વાતો થાય;
ક્યાં આ ભાંગ્યા પ્રેમને, કેમ દંપતી સાંય. ૩૨
નાથ કદી નારીગ્રહે, નારી ન ગ્રહે નાથ;
અંતર જૂદાં પ્રથમથી, આપે બને અનાથ. ૩૩
બાળલગ્નથી પ્રેમનું, વળતું સત્યાનાશ;
ખરો પ્રેમ ખાડે પડ્યો, ધર્યો અપ્રેમી પાશ. ૩૪
એ પાશે દંપતિ તણાં, દિલડાં છે બાંધેલ;
છુટે કયમ ચાહન થઇ, થતાં મોડું મુસ્કેલ. ૩૫
આવી જ્યાં માબાપની, વાતો સુણુતી કાન;
પછી વરને [1]શ્વસુર ગ્રહે, નારી થઇ નાદાન. ૩૬
ડાહ્યાં મુજ માબાપ છે, વદે ન જૂઠું જરાય;
પિયર થકી હલકું સદા, શ્વસુરગ્રહે સમજાય. ૩૭
માટે હે માતા પિતા, કરો વિચારી વાત;
જેથી તનય[2] તનયા[3] બને, ફિદ્ધત[4] નહિ, પણ શાંત. ૩૮
વડાઇમાં વીંટાય જો, સુણે તમારી વાત;
માત તાત શત્રુરૂપે, કર્યો ગણું ઉતપાત. ૩૯
એવા નિચની દુહિતા[5], ફાટી બોલે બોલ;
જયમ આવ્યો ત્યમ જીભથી, તનમાં કરે ન તોલ. ૪૦
સાસરીયાં સંકટ સમી, ગણે વહુ ઘરમાંય;
ધણિથી ધિઃકારાય છે, પછિ પોતે પસ્તાય. ૪૧

૧ સાસરૂં. ૨ દીકરો. ૩ દીકરી. ૪ ફાટેલ. ૬ દીકરી.

જિંદિ જન્મારો દુખમાં, કાઢે છે કરિ હાય;
રાંડી ટાં છાંડી રહે લા'વ તણી એ લા'ય. ૪૨

## માબાપની વાતોથી થતા અસર.

### સવૈયા એકત્રીસા.

પિયર ઘરે મોટી થઇ દુહિતા પરણ્યા પછિ સાસરિયે જાય,
મનમાં મોટું માન પિયરનું સાસૂ સસરાથિ ન સુહાય;
બાપ ઘરે શ્રીમંત પણાથી કરવું પડતું લેશ ન કામ.
શ્વસુર ઘરે સાધારણ હાલત તેથી કરવું પડે તમામ. ૧
માબાપો પાસે માગે ત્યાં મોઢે માગ્યાં આપે દામ;
શ્વસુરે ઘરે પૈસો પણ ન મળે ગણે સાસરૂં દુખનું ધામ;
નાથ હોય નાદાન સદા દિલ જેને હોય ન જ્ઞાન જરાય,
માગી ચિજ લાવીદે કયંથી? કંથ એથિ વિષ સમ વરતાય. ૨
માબાપોની વડી વાતથી સમજ નહિ જેના ચિતમાંય,
તે ચિતડું હિંચોળે ચડતું માને દુખ સાસરિયામાંય;
પિયર આવી આનંદ ઉરે લે સાસરિયામાં સદા કલેશ,
કરતી રે'તી વીણ મહૂતની તાત વાતથી દિલમાં દ્વેશ. ૩
બને ન કોની સાથ સાસરે પતિ સાથે પૂરણ નહિ પ્રીત,
પાડોશી પીટ્યાં પાજી છે એમ વિચારે હરનિશ ચીત;
આવી પિયરમાં શ્વસુરગૃહ તણું રોજ કા'ડતી સત્યાનાશ,
ક્યાંથી મારે કર્મે આવ્યું આ સાસરૂં, કયમ થયું ન નાશ! ૪
ઇચ્છા પૂરી પડે પિયરમાં માત તાત ઘર રહે મર દુઃખ,
સાસરીયું શૂળી સમ લાગે ગમે તેટલું દે કદિ સુખ;
[1]દંપતિ વચ્ચે વચન આંટથી બંધ પડે સરવે વ્યહવાર,
એક બીજા સામું નવ ન્યાળે તનમાં વા'લી કરી તકરાર. ૫
શામા જતી નથી સાસરે સાસરિયામાં દુઃખનું સાલ,
સકળ દુઃખ માને અંતરમાં નિજ સ્વામીમાં જરા ન માલ;
[2]સંચરતી નથી સાસરિયામાં ક્રોડ ઉપાય કરે જન કોઇ,
પુત્રી તેથી હૃદય દયાથી માત તાત મુખ સામું જોય. ૬

---

૧ સ્ત્રી પુરૂષ. ૨ ઘણાજ નજીવા કારણ માટે સાસરે નહિ જનારી સ્ત્રીઓ ઘણી છે, અને તેનું કારણ તેનાં માબાપજ છે.

ધણી તજાણી બહુ રંડાણી જાણી જોઇ સાસરે ન જાય,
જીંદગી કાંડે બધી પીયરમાં તોપણ પોતે નવ પસ્તાય;
ધણી છતે રાંડેલી જેવી પિયર પડી રે' દીવસ રાત,
ત્યાં પણ ચલવે હુકમ બાપનો રાજી થઇ જોતાં માબાપ. ૭
ભવ બગડે છે આપ સુતાનો જમાઇ સાથે થાતું વેર,
તે નવ ગણતા મુર્ખ બાપ ચિત ઉલટું સહુ પર રાખે ઝેર;
ઘરડી થાતી તોય સાસરે જવા ન ચિતમાં કોદિન ચાહ્ય,
હાય જુલમ એ બ.ળલગ્નનો બાપ આખર ઓછી થાય. ૮

દોહરા.

ધણિ તજિ સાસરૂં પિયરરે', ધણિ રાંડી ઘરમાંય;
ધણી તજાણી ધણી થકી, આ ભુમિમાં અથડાય. ૯
રૂઢીનો જુલમ ઘણો, અકલ હીણુ માબાપ;
એથી દુ:ખ અર્ભક સહે, સૃષ્ટિમાં સંતાપ. ૧૦

## સમગ્ર નુકશાન.

### ઈંદ્રવિજય છંદ.

બાળ વયે વરતાં શિશુઓ થતું એથી અનિષ્ટ અથીક હું ધરૂં,
આયુષ ટુંકું થતાં દુ:ખ રૂપ દિસે જગ જીવિત માનિ અકારૂં;
કાં ક્ષય કે નબળાઇ થકી મરતાં શિશુઓ ચિતમાં હું વિચારૂં,
તે ફળ આજ અનિષ્ટ થયું ગણું બાળ વયે વરતાં શિશુ પારૂં. ૧
ભારતિમાં પડિ જાય પછાત સહે નિત લાત કુબુદ્ધિ વધારી,
શાંતિ સિધાવિ અશાંતિ રહી સ્થિર દેશ દશા પ્રતિદીન નઠારી;
હાય કુચાલ બુરા કરિ હાલ ડસે જમ બ્યાલ ચડે વિષ ભારી,
મૃત્યુ વિના છુટકો ન બિજે શિશુની નિત હાલત થાતી નઠારી. ૨
પ્યાર પ્રજા પરથી વછુટયો ન રહ્યો તલભાર કુમારગ જાતાં,
સ્વર્ગ મળે ચિત શ્રેષ્ટ ગણે અવિઘા દુ:ખમાં અતિશે અથડાતાં,
પાળક પ્રાણિ તણા ગણતા ચિત લેશ દયા ન શીશુ વધ[1] થાતાં,
આ'ન દયાળુ થવાનિ વૃતી પણ કામ કસાઇ તણાંજ કરાતાં. ૩
પ્રાણી તણી પ્રિત જો જગમાં જરિ બાળક કાજ ખુવાર બને છે,

---

૧ નાશ.

જાળ વિષે સપડાય કદાચિત તો તતકાળ અગાડિ પડે છે;
બાળક સાથ ચઢે મરવું પણ એકલું ના જરિ દૂર કરે છે,
હાય મનુષ્ય છતાં ન દયા જરિ જાનવરોથિ અજાણ ઠરે છે. ૪
પાંખ ન બળકને ન બને પુરતી પ્રિતથી કણ મૂખ ધરે છે,
કો તરૂમાં ઉડું આપ તણું ઘર બાંધિ નિશ્ચિંત શિશુજ કરે છે;
બાજ ન મારિ શકે નિજ બાળક રક્ષક થૈ હરનીશ રહે છે,
હાય જનાવરથી હલકાં જન લાંચની લાંચથિ બાળ હણે છે. ૫
કાલું વદે મુખમિષ્ટ અહોનિશ બોલ સુધા થકી શ્રેષ્ટ ઝરે છે,
હેમ હિરાથિ વધુ કિમતી કિચરે મુખ સાંભળિ ચિત્ત ઠરે છે;
અમૃતની ઉચતા હરીલે મુખ ચંદનથી શિત શબ્દ કરે છે,
હાય અમુલ્ય શિશુ શિર મૂરખ હાથ કરી તલવાર હણે છે. ૬

## પ્રેમની ઉદાસી.

### રાગ દેશી ગરબી.

"કુવાને કાંઠે કેવડો ગોવાળીયા" એ રાગ.

આર્યોથી દીસે આ વાર રે, પ્રેમ પુરો ઉદાસી.
નેહ વિના નર નાર રે, દેખિ વિદેશવાશી. આર્યોથી. ટેક
શીશુની સાથ ખેલવણે ખીલાવે,
તનમાં જુવે ના તપાસીરે—પ્રેમ. ૧
હાય હૃદયમાં હોંશ મળે ના;
કરમે પુરી છે કુચાશી રે—પ્રેમ. ૨
નેહ નગરના બંધ બે દ્વાર છે,
આંગણુંલે રૂઢી રાશી રે—પ્રેમ. ૩
વ્યકતી[1] કદાપી એક બને ના;
બંને ગણે છે બલાશી[2] રે—પ્રેમ. ૪
ભીંતર ભડકાને ઉપર ધુંવાડા;
ખામી કળાય કેમ ખાશા રે—પ્રેમ. ૫
મોઢું જોવું ન ગમે મનમાંહી;
લાજ કાજ રહે જ્હોં બિકાશી રે—પ્રેમ. ૬
બીજાના વચને જ્યાં બ્હાલ વસે ત્યાં,

૧ જીવ. ૨ વગડાડ.

પ્રીત કેમ રહેશે પ્રકાશી રે—પ્રેમ. ૭
બંધ કપાટ બતાવીને પૂછતાં;
આમાં શું? ન જુવે તપાસી રે—પ્રેમ. ૮
સૃષ્ટિ જૂદી કેમ સંગાત સંભવે;
હડસેલા ખાય થાય હાંસી રે—પ્રેમ. ૯
નાગર નેહ શઠ સાથે ન સંભવે;
અંતર અલગ રહે નાશી રે પ્રેમ. ૧૦
નાશ થયો સત્ય પ્રેમ નજરથી;
આપે અસત્ય ઉપાસીરે—પ્રેમ. ૧૧
અંતર અંતરમાંહી દેખાતું;
મળ્યા વીના છે મજાહ શી રે—પ્રેમ. ૧૨
જાણે ન તેમ જરૂર દીસે ના;
ફસાવી દેવી શું ફાંસી રે—પ્રેમ. ૧૩
સ્વતંત્રાને શૌર્ય નસાડે;
હેતુ બની કરે હાંસી રે—પ્રેમ. ૧૪
લલ્લુ અણત્રણ રીતમાંહીં શું રાચે;
પરદેશનો થયો પ્રવાસીરે—પ્રેમ. ૧૫

આર્યોપદેશ સમાપ્ત.

# મુર્ખ રાજા ને પાજી પ્રધાન.

## ઉપજાતી વૃત.

જ્યાં ન્યાય અન્યાય સમાન દીસે, વિના ગુને ભૂપ ભરાય રીસે;
તથાપિ કે'વું મુખ હાજિ હાજી, મહીપ જ્યાં મુર્ખ પ્રધાન પાજી. ૧
હજૂરિયા જ્યાં જનમાં હજાર, કુડાં કરે કર્મ કશો ન પાર;
રોળી સદા રૈયત થાય રાજી, મહીપ જ્યાં મુર્ખ પ્રધાન પાજી. ૨
અયોગ્ય છે આપ પ્રજા પિછાને, તથાપિ અધિકારિ તણેજ કાને;
કુડું વદે તો કરતા ઇજા ઇ, મહીપ જ્યાં મુર્ખ પ્રધાન પાજી. ૩
વિદ્યાનિ વાતો વધતી ન રૂચે, પ્રજા થવા ખુશ ન વાત પૂછે;
સુકાર્ય સાહી, કરવાનિ નાજી, મહીપ જ્યાં મુર્ખ પ્રધાન પાજી. ૪
જ્યાં યોગ્યનો ન્યાય અયોગ્ય થાય, ભલા મરે દુષ્ટ થકી દબાય;
સારાંનિ ના આબરૂ હોય સાજી, મહીપ જ્યાં મુર્ખ પ્રધાન પાજી. ૫
સુણે ન કો દીન પ્રજા પુકાર, કરે અધીકારિ કજા હજાર;
દિવાનની વાતથિ રાજિ રાજી, મહીપ જ્યાં મુર્ખ પ્રધાન પાજી. ૬
સલામતિ જ્યાં સચવાય ના ત્યાં, ઉભા ન રે'વું પળ એક એમાં;
સે'વું બધું, મૂખ કહેવું નાજી, મહીપ જ્યાં મુર્ખ પ્રધાન પાજી. ૭
પ્રજાપતી રૈયતનું ન પૂછે, જનો સુખી કે દુખિયાં હશે એ;
પૂછે મુખે હોય હજૂરિ હાજી, મહીપ જ્યાં મુર્ખ પ્રધાન પાજી. ૮
સારૂં નઠારૂં સહુ એક ભાવે, અજા મહીષી રૂપ એક માને;
ના ફરે ચિત લેશ કુકર્મી કાજી, મહીપ જ્યાં મુર્ખ પ્રધાન પાજી. ૯
રાણી હશે એક તથાપ અન્ય, કરે નૃપો જીવિત ધારિ ધન્ય;
રાજી રહે એક પરે કુરાજી, મહીપ જ્યાં મુર્ખ પ્રધાન પાજી. ૧૦
વ્યાપારિ વ્યાપાર વિષે રળે ના, જગાતની છુટ જરી મળે ના;
પેઢી ચલાવે પછિ ભાગિ સાજી, મહીપ જ્યાં મુર્ખ પ્રધાન પાજી. ૧૨
સ્વતંત્રતા રૈયતની છિનાવી, રહે ખુશી રોજ વધુ રિબાવી;
પીડી પ્રજાને ગુણ ગાય ગાજી, મહીપ જ્યાં મુર્ખ પ્રધાન પાજી. ૧૧
ભલા જનોથી અવળો ભ્રમાવે. અધીક આડા પથમાં ઉતારે;
સુમાર્ગ જાવા વૃતિ રે'ન સાજી, મહીપ જ્યાં મુર્ખ પ્રધાન પાજી. ૧૩
હરામિને માન મળે હમેશ, નિવાજતા નીચ સદા નરેશ;

વિદ્વજ્જન વિત્ત દે નૃપતી ન રાજી, મહીપ જ્યાં મુર્ખ પ્રધાન પાજી. ૧૪
જ્યાં પાઇનું કામ ન ત્યાં હજાર, ઉડાવિ દે ઉંધિ મતિ અજાણ;
રહે ન રાજી દિનને નિવાજી, મહીપ જ્યાં મુર્ખ પ્રધાન પાજી. ૧૫
ભણ્યા ગણ્યાને ભુપ દૂર કાઢે, વિદ્યા હિનાનાં વચનો પ્રમાણે;
જડે જડોમાં પ્રિતિ હોય ઝાઝી, મહીપ જ્યાં મુર્ખ પ્રધાન પાજી. ૧૬
કુકર્મ કર્મે નૃપને ઉતારી, માને હજૂરી મન કીધું ભારી;
દબાવિ નિત્યે નૃપ ચિત્ત રાજી, મહીપ જ્યાં મુર્ખ પ્રધાન પાજી. ૧૭
રાંડો અને ભાંડ વિષે ભમાવે, દારૂ તણા તોર મહી રમાડે;
રે'વા ન દે અક્કલ લેશ સાજી, મહીપ જ્યાં મુર્ખ પ્રધાન પાજી. ૧૮
વિદ્યા શિખ્યો તે વિસરે નિશાળે, ગણે પ્રજા "ભૂપ ભણી પધારે;"
ભણ્યો અવિદ્યા કુમતીથિ રાજી, મહીપ જ્યાં મુર્ખ પ્રધાન પાજી. ૧૯
મેલે નહિ ભૂપ જરાય વીલો, મળે ન કોઈ નૃપને રસીલો;
વિદ્વાન ક્યાંથી મતિ હોય સાજી, મહીપ જ્યાં મુર્ખ પ્રધાન પાજી. ૨૦
અપાર નાણાં ખરચે કુકામે, જ્યાં નાયકા નૅટ માન પામે;
ગુણી જનોથી નિત્ય રે' મિજાજી, મહીપ જ્યાં મુર્ખ પ્રધાન પાજી. ૨૧
લાખો તણી દોલત દાંડ લેતા, લુંટા ભુપો આપ ઉડાવી દેતા;
પ્રજા સુખે પાઇ ન આપતાજી, મહીપ જ્યાં મુર્ખ પ્રધાન પાજી. ૨૨
માગે નિચા એક દિયે હજાર, વિદ્વાનને ના મળતું લગાર;
અયોગ્યને આપિ અપાર રાજી, મહીપ જ્યાં મુર્ખ પ્રધાન પાજી. ૨૩
નાણાં નહી કેલવણી વિષે જે, દેતો ન ધારી દિલમાં ખુશી તે;
કુવૃત્તિ રાખે ધરિ દ્રવ્ય તાજી, મહીપ જ્યાં મુર્ખ પ્રધાન પાજી. ૨૪
આપે અધીકારિ અયોગ્ય રીતે, પ્રજા સ્થિતિ ચાલી બગાડિ પ્રીતે;
તથાપિ સારા નૃપ મૂખ હાજી, મહીપ જ્યાં મુર્ખ પ્રધાન પાજી. ૨૫

## કામની શકતી.

### ભુજંગીવૃત.

તું સામે કદી કોનિ ના હામ ચાલે, હમેશાં વિના દેહ સૌને તું સાલે;
રહ્યો કોઇ ના તુજ પીડા નિવારી, અરે કામ આ શી દિસે શક્તિ તારી. ૧
વડા ધર્મી જેણે દુજા ધર્મ ધારી, વડી કીર્ત્તિ મેળી દિનોને ઉગારી;
નહી તે શક્યા શકતૌ તારી નિવારી, અરે કામ આશી દિસે શક્તિ તારી. ૨
જરાયે કદી જર્જરી ભૂત દેહ, થશે, તોય તુંને ન દેકાય છેહ;

કરે કષ્ટ આપી વપૂને વિકારી, અરે કામ આશી દિસે શક્તિ તારી. ૩
કદી દૂધ ઘીના જમ્યાનુંજ નામ, જમી એક ટાણું પિંડે પીંડ આમ;
તથાપી ગ્રહે યોગ્ય તુંને વિચારી, અરે કામ આશી દિસે શક્તિ તારી. ૪
ગણે જ્ઞાનિ સંસાર આ છેક ખોટો, ખરે જાણિને દુઃખનો સિંધુ મોટો;
શકે ના કદી તોય તુંને નિવારી, અરે કામ આ શી દિસે શક્તિ તારી. ૫
થયા જોગિ ભોગી મટીને મહાન, તજી સર્વ માયા જઈ સેવ્યું રાન;
ચળ્યું ચિત્ત તારાં ચરિત્રો નિહાળી, અરે કામ આશી દિસે શક્તિ તારી. ૬
તું માટે નિંચાં વેણ દુઃખદેણ સાંખે, ભુલી ભાન કાલો થઈ કાલું ભાખે;
ન કૂકાજમાં લાજ લેશે વિચારી, અરે કામ આશી દિસે શક્તિ તારી. ૭
સુણી વેણ શાણા જને ના ખમાય, ખમી તેહ, રે' દેહ માંહીં દમાય;
થતા તુચ્છ તરૂણા થકી યોગ્ય ધારી, અરે કામ આ શી દિસે શક્તિ તારી. ૮
વડા હુકમે જ્યાં હજૂરી હજાર, ધસે પાસના લાગતી લેશ વાર;
તું માટે ખમે તે ખુશીથી ખુવારી, અરે કામ આશી દિસે શક્તિ તારી. ૯
રણે શત્રુ સામે જઈ રંગ રાખે, નહી બાયલું વેણ મૂખેથી ભાખે;
રહે દીન થૈ હાથ સામા પસારી, અરે કામ આશી દિસે શક્તિ તારી. ૧૦
વડો હોય વિદ્વાન બુધિ નિધાન, નકો ભારતીમીમાં દિસે એ સમાન;
ખપે મુર્ખમાં જ્ઞાન સર્વે વિસારી, અરે કામ આશી દિસે શક્તિ તારી. ૧૧
મળી લક્ષ્મિ લાખો તથાપી ન રાજી, ગુમાવી ઘડીમાં તું સાટે નિવાજી;
ધરી હોંશ ધારી ખરીદી ખુવારી, અરે કામ આશી દિસે શક્તિ તારી. ૧૨
તજે લાજના લેશ દિલે વિચાર, પ્રતીદીન તું માં ધરે પુર્ણ પ્યાર;
નહી રોજગારે ધરે ધ્યાન પ્યારી, અરે કામ આશી દિસે શક્તિ તારી. ૧૩
જરા વેણ સાંખે નહીં જે નઠારાં, કુડા કામનીના સહે તે ટુંકારા;
મને મગ્ન રે' જે વદે નીચ નારી, અરે કામ આશી દિસે શક્તિ તારી.૧૪
જરા રોગનું જે નહીં નામ જાણે, ફુએલો રહે રોગની રોજ ખાણે;
તથાપી ન તુંથી બિજી ચીજ પ્યારી, અરે કામ આશી દિસે શક્તિ તારી. ૧૫
વસ્યા જૈ અરણ્યે ખશી વસ્તિમાંથી, વિચાર્યું ચિતે પીડશે કામ ક્યાંથી;
મળી ધારણા જે જગે ધૂળ ધાણી, અરે કામ આ શી દિસે શક્તિ તારી. ૧૬
શ્રુતીને સ્મૃતીના સદા જાણનારા, ભલાં વેદનાં ભાષ્ય જે ભાખનારા;
ભરી પ્યારથી તું પરે ફાળ ભારી, અરે કામ આશી દિસે શક્તિ તારી. ૧૭
શિવે વાસે કૈલાસ કેરો તજીને, વસ્યા વાસ જૈ જંગલે સ્વસ્થ થૈને;

જગાડયા જઇ જંગલે બાણુ મારી, અરે કામ આશી દિસે શક્તિ તારી. ૧૮
શરીરે નહીં ઉઠવાનીજ આય, ન બીજે સ્થળે પંડથી તો જવાય;
તથાપી તું સામે ધસે યોગ્ય ધારી, અરે કામ આશી દિસે શકિત તારી. ૧૯
રૂષીમૂનિ બેઠા લગાવી સમાધી, અકારી થતાં સૃષ્ટિની આ ઉપાધી;
સમાધી વિષે વ્યાધિ જૈ તેં વધારી, અરે કામ આશી દિસે શકિત તારી. ૨૦
ધરી ક્રોધ શીવે કિધો છે અનંગ, તથાપી ન તેં તો તજ્યા ધૂર્ત ઢંગ;
ધરી ચાપ મારે ચતુરાઇ સારી, અરે કામ આશી દિસે શકિત તારી. ૨૧

## જગતમાં સારી કમાણી કોણે કરી ?

### ઉપજાતિ વૃત્ત.

ભલુ કર્યું સર્વનું ભાવ ધારી, તમામ કુમતી તનથી વિદારી;
શાંતી ધરી, વ્હાલિ કરી સચાઇ, જીવ્યોજગે શૂભ કરી કમાઇ. ૧
પરોપકારે પગ ધારિ પ્હેલો, ધસે ખસે ના ચિતનો કરેલો;
સુવૃર્ત્તિ જેના ચિતમાં સમાઇ, જીવ્યો જગે શૂભ કરી કમાઇ. ૨
આઘો ખસે ત્રાસિ અનીતિથી તે, રહે સુખે સદ્‌ગુણ સંગ્રહીને;
દુર્ગુણ તજે દૂર ન ક્રૂર કંઈ, જીવ્યો જગે શૂભ કરી કમાઇ. ૩
વિવેક વધતો તનમાંહિ ધારે, શાંતી તણા શબ્દ સદા ઉચારે;
કુવાણિથી ના મચવે લડાઇ, જીવ્યો જગે શુભ કરી કમાઇ. ૪
પિતા તકી કિર્ત્તિ વધુ વધારે, કુટુંબની હાલત જે સુધારે;
કાપે કુધારો ચિતમાં સચાઇ, જીવ્યો જગે શુભ કરી કમાઇ. ૫
ભલું કરે, ના પગ પાપ માંહીં, કદી ન ચાલે કુડી ચાલ કયાંઇ;
પરાક્રમો રે' વૃત્તિમાં છવાઇ, જીવ્યો જગે શુભ કરી કમાઈ. ૬
સ્વતંત્રતાથી શુભ કાર્ય ધારે, બીજા તણે હાથ જતાં વિચારે;
કુકર્મ કોઠી ચિતથી કઢાઇ, જીવ્યો જગે શુભ કરી કમાઇ. ૭
બોલે કદી કો જન બાંકું આવી, તથાપિ બોલે નહિ ક્રોધ લાવી;
ધરે ન કોદી તન તોછડાઇ, જીવ્યો જગે શુભ કરી કમાઇ. ૮
બીજા જિવોને નિરખી રિબાતા, વ્યાધી વધુથી વધતા પિડાતા;
પેખી પિડા પંડ રહે પિડાઇ, જીવ્યો જગે શુભ કરી કમાઇ. ૯
સુકાર્ય જે સ્વાર્થ વિના કરે છે, દરિદ્રનાં દુઃખ સદા હરે છે;
ભલાઇ છે પંડ વિષે ભરાઇ, જીવ્યો જગે શુભ કરી કમાઇ. ૧૦

સુકામમાં દામ અપાર આપે, પ્રજા તણાં સંકટ સર્વ કાપે;
પ્રજા પિતાથી નર રહે પિડાઇ, જીવ્યો જગે શુભ કરી કમાઇ. ૧૧
સુકામમાં દામ અપાર આપે, પ્રજા તણાં સંકટ સર્વ કાપે;
ન રંક સાથે વસતો રિસાઇ, જીવ્યો જગે શુભ કરી કમાઇ. ૧૨
વિદ્યા તણી વેલ વધારવાને, સ્થીતી પુરી દેશ સુધારવાને;
અધીક લક્ષ્મી ઘરથી અપાઇ, જીવ્યો જગે શુભ કરી કમાઇ. ૧૩
કોડી ન ખર્ચે કદિયે કુકામે, રહે સદા દૂર, અસત્ય નામે;
સોટી રહ્યો સત્ય તણીજ સાહી, જીવ્યો જગે શુભ કરી કમાઇ. ૧૪
મહાન વિદ્વાન અપાર માન, સદૈવ પામે ઘરના ગુમાન;
લલ્લુ વધુ લાયકિ છે લખાઇ, જીવ્યો જગે શુભ કરી કમાઇ. ૧૫

## લોટ ખાઇને ભસવું.

### ચોપાયા.

મગર સંગાથે કરવું રૂસણું, વળી દરિઆમાં વસવું;
એ બે સાથે બને નહીં રે, લોટ ખાઈને ભસવું. ૧
પોતે કોનું મ્હેણુ ન સાંખે, જઇ અવરને હસવું;
એ બે સાથે બને શિ રીતે ? લોટ ખાઇને ભસવું. ૨
આપ વિષે અગણીત દુરગુણો, છતાં અવરને કસવું;
નિજ દુર્ગુણ કેમ રહે અંધારે ? લોટ ખાઇને ભસવું. ૩
જોર વિના દુસ્મનની સામે, ધાડામાં જઇ ધસવું;
પંડ સલામત કહો રહે ક્યમ ? લોટ ખાઇને ભસવું. ૪
અક્ષર એક ન જાણે જગમાં, વળિ પંડિતમાં વસવું;
સભાજીત ક્યમ થવું સકળમાં? લોટ ખાઇને ભસવું. ૫
આપ ઉર અભિમાન અતીશય, માન મેળવવા મથવું;
અભિમાનીને માન મળે ક્યમ ? લોટ ખાઇને ભસવું. ૬
સાહસની ઇચ્છા ઉરમાંહીં, પણ ભયથી દુર ખસવું;
એવા નરથી કર્મ બને ક્યમ ? લોટ ખાઇને ભસવું. ૭
ચકમક સાથે લઇ લોહાને, ઘર્ષણથી પછિ ઘસવું;
કહો શી રીતે અટકે અગ્ની ? લોટ ખાઇને ભસવું. ૮
દુર્ગુણ અધિક ભર્યા દિલભીંતર, ગુણિ ઘરમાં જઇ વસવું;
કહો અકારો કેમ ન લાગે ? લોટ ખાઇને ભસવું. ૯

પતીવ્રતા ધર્મ પાળવો, વેશ્યા સાથે વસવું;
કહો આબરૂ કેમ બચાવે ? લોટ ખાઇને ભસવું. ૧૦
ધંધો સર્પ પકડવાનો ચહિ, ડંખ થકી દુર ખસ;
લલ્લુ કેમ બને એ સાથે ? લોટ ખાઇને ભસવું. ૧૧

## જીંદગીની સલામતી શી ?

### ચાબખા.

વેવલા વેસો લેજે વિચારી, જીંદગી કાલે જશે જખમારી. ટેક.
જીવ્યો ત્યાં સુધી જંપી ન બેઠો, વીધવીધ વાત વિચારી;
હાઉ હાઉ કરતા હીંડયો ખલકમાં, આપે બનીને આચારી. વેવ. ૧
શાંતી ન રાખી કામ ન સાધ્યું, તનમાં વાત તકરારી;
આડો ચડી તું તો આથડયો આપે, ખાંતેથી વોરી ખુવારી. વેવ. ૨
મોટપ લેવા મથ્યો તું મહીમાં, લાડે બોલ્યો લલકારી;
સ્વાર્થ સાધનમાં ચૂક ન આણી, પીડા વ્હોરી પડકારી. વેવ. ૩
વિષયા સુખનો વાસી કીડો, આપે બન્યો અનાચારી;
પર ઉપકારે પાઇ ન ખરચી, ચરચી વાતો નઠારી. વેવ. ૪
ઝાંઝવા આડે જળ નવ જોયું, આથડયો થઇ અહંકારી;
લલ્લુ તને લાભ વાતની રૂચી, પડયો મરણની પથારી. વેવલા. ૫

## સંસારની અનિત્યતા.

### ચાબખા.

મુરખ તું ચિત્તમાં લે ચેતીરે, માયાની મોટી નદી વ્હેતી. ટેક.
ધન દોલત ને દારા દીકરા, મારાં એ જીભ મુખ કહેતી;
આખર એ તને કામ ન આવે, રણની જ્યમ રેતી. મુરખ. ૧
ગરીબ તણાં ગળાં કરવા હમેશાં, છરી મેલી વહેતી;
દીલમાં પાપથી જરા ડર્યો નહીં, ફોગટની વ્હોરી ફજેતી. મુરખ. ૨
દોડી ધસ્યો તું દારાની આગળ, કુડાં વચન મર કહેતી;
મીઠી સાકર જેવી માની મનેથી, અંતે દુખી થયો એથી. મુરખ. ૩
હાથે દીવો લઇને હત ભાગી, કુવે પડયો તું કોડેથી;
કિકિઆરી પાડતાં કોણ કાઢે તને, છૂટકો ડુબી મુવેથી મુરખ. ૪
માયાની જાળ પથરાઇ છે મોટી, તે તને જાળમાં લેતી;

ભરાયા પછી ભાર તારો નથી કાંઇ, છૂટકો થાય મુવેથી. મુરખ. ૫
સ્વારથને માટે આવીને સરવે, ભણતાં ભાઇ મુખેથી;
લલ્લુ કહે લાત મારે પડયાપર, પણ નવ કાઢે કુવેથી. મુરખ ૬

### ચાબખા.

મુરખ શું મોહ્યો સંસારે, ખાસડાં તને ખલક મારે. ટેક.
સારૂં દેખીને ચિતમાં ચળિયો, લાભ ભાળ્યો તે ભારે;
પાછો ફરી મુંહભર પછડાયો, ખાસડાં ખાધાં ત્યારે. મુરખ. ૧
દીકરો કે થયો બાપલીયો ગાંડો, ડબડબ વેણ ઉચારે;
ધડો કરે નહિ તારા બોલ્યાનો, તોય ગરવ તને ભારે. મુરખ. ૨
સગાં સંબંધી કે' મરતો નથી, હવે માંચડો મેલશે કયારે;
ચૂપ બેઠાના તેં સોગન ખાધા, આડું આડું ઉચારે. મુરખ. ૩
બાયડી કહે મને બાવણુ કરી પીટયે, પાઇ પેદા ન કરી કયારે;
દળણાં દળી પેટ પીટયાનું ભરવું, દુખી ભુંડે ભરથારે. મુરખ. ૪
ખાતાં તે તારૂં ખોદવા માંડયાં, હાથ ત્રીકમ લઇ ભારે;
ખોદી ખોદીને ખુશી થતાં બહુ, ભુંડો ગણી તને ભારે. મુરખ. ૫
ડુંગળીને ખાસડાં તારા કપાળમાં, સાથે છે તે કોણ ટાળે;
લલ્લુ લાલચમાં લોભાયો પછી તને, આવીને કોણ ઉગારે. મુરખ. ૬

## જીવને શિખામણ.

### ઉપજાતિ વૃત.

વિચારિ જો સાર નથી અભાગી, સૂપંથ જાને નર થા સુહાગી;
તારૂણ્યનો તોર તમામ ત્યાગી, તારૂં નથી જો ઉંઘમાંથિ જાગી. ૧
તારાં ન નારી ધનને સુધામ, છે આખરે જંગલમાં મુકામ;
મુકામ સાહી પડના પચ્છાત, તૈયાર થા કાળનિ ધારિ લાત. ૨
હવેલિ હેમે જડિયો હિચોળો, પ્રાણી કરે પેખિ સુપંથ પ્હોળો;
હજાર નર નોકર ન્યાળિ રહેશે, થપાટ જ્યારે મુખ કાળ દેશે. ૩
સંરક્ષણે રોજ રહે સિંચાઇ, કરાવિને વજ્ર હવેલિ માંહિ;
ન ત્રાસ કોનો મર સીંહ ત્રાડે, તથાપિ ખેંચી કર કાળ કાઢે. ૪
બેસે તું મ્યાને વદતા ખમા જે, સદૈવ સાથે પળતાજ પ્યાદે;
સબંધિ નેત્રો તણું નુર સાચો, ફરે નહીં કાળ તણો તમાચો. ૫

રહે ખુશી છો અરિને વિદારી, સુનામના ચક્ર વૃત્તીને ધારી;
તથાપિ તાબે નર કાળને તું, નરેશ છો આધિન કાળને તું. ૬
મુસાફરી મંડળ માંહિ આવ્યો, ફાવ્યો ખરો તું સહુથી સવાયો;
સાહ્યો ન રસ્તો શુભ કાર્ય ધારી, ખુચે તુંને કાળ તણી કટારી. ૭
તું તારી દ્રષ્ટે જિવતા મુવાને, જુવે તથાપી ચિત્ત ના પિછાને;
લલ્લુ સદા ચેત તું વાંચિ છંદ, પડે ગળે આખર કાળ ફંદ. ૮

## આખર મોત.

### ગરબી.

"અલબેલિરે અંબે માત, જોવાને જઇયે". એ રાહ.

જીવડા કાં કર જંજાળ, આખર છે મરવું,
દુસ્તર આ માયા જાળ, મુશીબત નીકળવું. ટેક.
જન્મ મરણ સુધીનું આ દુખ, જિવને અંગે લાગ્યુંરે;
વિના ભોગવ્યે કયમ છુટાશે, કામ ન લાગે ભાગ્યું. આખર. ૧
હર્ષ શોક ઉરમાં અતી થાતો, જાતો પ્રભુ ઇતબારરે;
હું કરનારો એમ ગણીને, ઘોડા કરતો અપાર. આખર. ૨
હું ને મારૂં તારૂં ગણીને, પામે દુખ અપારરે,
પણ એ સહુ જાવાનું અંતે, ચિતમાં એ ન વિચાર. આખર. ૩
નીતિ નિયમમાં લેશ ન ચાલે, આપે અનીતિવાનરે;
દુષ્ટ કર્મ દિલમાં ભરિ રાખ્યાં, નહિ અવસાનનું જ્ઞાન. આખર. ૪
કાયાની માયા ધારીને, સાચવતો શુભ રીતરે;
હંસ ઉડી ચાલ્યા પછિ તે પર, કોઇ ન ધારે પ્રીત. આખર. ૫
બાળ યુવા વૃદ્ધા વસ્થામાં, આશા અતી લંબાયરે;
સ્થિર નવ થાતાં મરણકાળમાં, દુખનો હેતૂ જણાય. આખર. ૬
ભેદ બુદ્ધિથી ભર્યો અહરનિશ, અભેદ આપે ગણતોરે;
દુનિઆમાં ડાહ્યો દેખાઇને, ભેદ ભવાબ્ધી પડતો. આખર. ૭
કાયા માયા જૂદી કથીને, બોધ બહુ વિધી દેતોરે;
પણ જ્યારે પીડિત થાતો ત્યાં, દુઃખ ઉદ્ગારો કહેતો. આખર. ૮
તન ધનમાં તેં ધરી ધારણા, અધિક થવાની આશેરે;
આખર ખોવા વારો આવ્યો, દુખી બનિયો તે ત્રાસે. આખર. ૯
છુટી નહિ મમતા મનમાંથી, આશા ઉર લંબાણીરે;

પરભવતું કારણ એનાથી, મોટી કાણુ મંડાણી. આખર. ૧૦
દયા દાનની વાતો થાતી, બ્હેરા કરતો કાનરે;
દિનતામાં તું દોષ બતાવી, મન થાતો મસ્તાન. આખર. ૧૧
વ્યવહારે વીંટાઇ રહેલો, પરમારથ પંથ ભૂલ્યોરે;
વિશ્વ વિષે વેપાર કરીને, દીવાળામાં ડૂલ્યો. આખર. ૧૨
નોકર થઇને આવ્યો અહીં તું, શેઠ બનીને બેઠોરે;
વડવા તારા વહ્યા ગયા પણુ, તું નવ બેઠો હેઠો. આખર. ૧૩
હાથે કરી મમતા બાંધીને, વ્યાધી ગ્રહમાં જાતોરે;
અંતકાળમાં બુમો પાડી, અંતર અતી અકળાતો. આખર. ૧૪

# મનને ચેતવણી.

## ભૈરવી.

જાવું છે જરૂર મનવા કાંઈ તું કરી લે,
કાંઈ તું કરી લે હરિતું નામ સ્મરી લે. જાવું છે. ૧
આ ભવ સાગર માંહિ તું તણાણોરે,
જણાણો લેવાણો નીતી નાવે તરી લે. જાવું છે. ૨
મહા પુણ્યશાળી મનુષ્યા દેહ પામ્યોરે,
સત વસ્તૂ વ્હોરી તારે સંગ સંગ્રહી લે. જાવું છે. ૩
અજાણ્યો રોકાણો, રાતવાસો રહ્યા તું;
શાને તું ભુંડાઇના ભંડાર ભરી લે. જાવું છે. ૪
પીંજર તારૂં જ્યારે સમુળું વિંખાશેરે;
માત, તાત, દારા, દોલત, દીકરા અહીંરે. જાવું છે. ૫
ક્યાંથી તું આવ્યો, પ્યારા કાં તું જવાનોરે;
અરણ્યે ઉજાડે તારો પંથ તું ગ્રહી લે. જાવું છે. ૬
ખોટીમાં ખવાયો લોભ લાલચે લેવાયો તું;
આખરે અભાગી જાગી ત્યાગ પરી તે. જાવું છે. ૭
રાગ દ્વેષ તુજને પીડે, રાત દી રૂદા માંહીં;
કૂડી રૂડી ધારી, સારી મતી ક્યાં શમાવિ તેં. જાવું છે. ૮
તુંતો સહુથી ન્યારો તારો ભેદ અજાણ્યોરે;
કુડાથી તું ન્યારો રહિને, આપ સુખ સાહિ લે. જાવું છે. ૯

ક્ષણીક આનંદ માંહી ચાહીને ખુચ્યો કાંઉં;
લલ્લુ તારી લજુતાને લાત લગ તિ હે. જાવું છે. ૧૦

## મનનો શો ભરૂસો

"નાથ તમે નિરંત્રનિયાનું છો નાણું", એ રાહ.

કહો ભાઇ ક્યા મેં કહું એહિ મનકું;
એનો નવીન બનત ક્ષન ક્ષનકું. કહો ભાઇ. ટેક.
જાગત તબ નવ દેખત આંખે, સત્ય સમજી આ સ્વપનકું;
રાચી રહત સુખ ભીતર માની, ક્ષણ ક્ષણ એ તન ધનકું. કહો ભાઇ. ૧
આપ કંઇ તક ડૂબ ગયા હે, ડુબ્યા દેખત હે ઓરનકું;
આપકી ખોજ આપ નહિ કરતા, દુખ પવત નીજ તનકું. કહો ભાઇ. ૨
આપ કુકર કુકરાનકું માનત, કુકર કહત હે ઓરનકું;
ચોર આપ નિત્ય શાહ બનત હે, ચોર કહત હે શાહનકું. કહો ભાઇ. ૩
ઓર દગાને મેં સબસે શુભ, એસી પ્રતીની હે તનકુ;
આપ ફિરતમેં દુષ્ટ કીયા હે, કહત હે દુષ્ટ ઓરનકું. કહો ભાઇ. ૪
આપકી આછી દુસરકી કીકાઇ, નિત્ય દિખાવત જનકું;
દુખકે ગારમેં ડાર દિયે પીછે, લાગત આપ ચલનકું. કહો ભાઇ. ૫
વિષયમેં દુખ હેસો સુખ દિખલાવત, સ્વારથ કાજ સબનકું;
મસ્ત રહે ભોગી વિષયનકું, આપ ખેલત હે અબમકું. કહો ભાઇ. ૬
આપ બહિરા અવરકું સુનેના, આપ સુનાવે ઓરનકું;
આપ અશીક, હીરા સમ માનત, પથ્થર રત્ન સબનકું. કહો ભાઇ. ૭
સ્વર્ગ દિખાઇ ચલાત નરકમેં, નમના મેં એસા સંતનકું;
લલ્લુ લબાડી દિખાતહે આપુન, તોભી રખત હે ભરમકું. કહો ભાઇ. ૮

## જીવને ઠપકો

### સવૈયા.

પોટલિ તેં મમતાનિ ધરી શીર, ચોટલિ સુધિ કુબી ચતુરાઇ;
આદરિ કામ ઉંધાં, કુમતી સુમતીથી કરી નહિ તેં સરસાઇ;
ભાઇ ભલાઇ ન સાહિ કદી ફિલકી ઉન્મતઇ સવઇ કરાઇ,
લીસલ ખોટ ખજે ન તપાસિ ફિલાસિ અનીત તણા પથમાંહી. ૬
ખોઇ મતી સુમતી કરિ દૂર બન્યો ક્રુર કાર્ય કર્યાં અતિ કૂડાં,
રીઝિક દિ રમતો ન જગે ભમતો ચિત ભેદ ભર્યા બહુ ભુડાં.

સોબત નિચનિ નિત્ય કરી ઉતર્યો અતિશે અનિતી પથ ઉંડા,
લાજન કાજ અકાજ કર્યું સુખ સાજ ગણી ચિતમાં નિત્ય ભુંડા. ૨
તોય તપાસ લગાર કરીન બગાડ બને તુજ હાથથિ થાતો,
આપ સમાન બને સરવે બનતા નિરખી ચિતમાં હરખાતો:
ન્યાય નિતી મહિં શ્રેષ્ટ સુજાણ મળે તું અજાણ અતિ અકળાતો,
ત્યાં તું વડાઇનિ વાત કરી, નકરી અનિતી કરિ તું શરમાતો. ૩
તુંચિ નિચા જન ન્યાળિ સદા નિરમાલ્ય ધિકાર કરી ન ધરાતો,
હાલ હવાલ બુરા નિરખી ખમિ જાય અહિંથી તું એ ફર ન્હાતો;
તારિ પ્રભા પ્રગટી ચિતમાં દિનતાનિ છબી નિરખી દુર થાતો,
ચેત અચેતન ખેત વિશેધર બાળિબિકાં ચિતમાં હરખતો. ૪
તું સમ કઇક થયાજ થશે વળિ કોણ હિસાબ જગે શકતારો,
મેલિ મતા મમતા ધરતા પણ ઉડી ગયા તુર જેમ હજારો;
સારિબિમાં સહુથી ચડતા ડગતા અરિચિત્ત, ન દેખિ ઉગારો,
તેનૃપતી શઠ ચાલિ ગયા ન રહ્યા નર ચેત પથે તુ જનારો. ૫
લાખ મળે દશલાખ મળે તું કરોડનિ કીંમતથી ન ધરાતો,
જેમ વધે વધતી તુજ આશ નિરાશ થઇ ન મળે શરમાતો;
મેળવવા મતિમંદ રચ્યા બહુ ફંદ અનીતિ તણા તું ફુલાતો,
કોટિ પ્રકાર પ્રયત્ન કર્યા નમટી ભિતિ આખર તું અકળાતો. ૬
તુંથિ ન શ્રેષ્ઠ બિજો નિરખ્યો અહિં આપ વિષે સહુ આવિ રહ્યું છે,
દાનવ દેવ હિસાબ નહીં ચિત માનવિમાન મળેથિ ચડ્યું છે;
લાલચથી લપટાઇ જતાં સહુ તું શુભ એમ મુખે ઉચર્યું છે,
જાગિ વિચાર અભાગિ તું ચિત્ત અહીત અખીલ જગેજ કર્યું છે. ૭

## વનનો ભમરો.

### રોળાવૃત્ત.

પુષ્પો ધરે પરાગ, ભ્રમર ભોગી ત્યાં ભમતો,
વેલ કુંડમાં વસી, પુષ્પમાં નાચી રમતો;
ઠરે ઘડિક ના સ્થિર, ત્વરિત શી ગતી વપૂની,
ગુંજારવ ગંભીર, કરે, ઠઠ લાગી તરૂની. ૧
દેખે પુષ્પ અનુપ, તોય ઘડિ ઠરીને ભાગે,
ગુલાબને ગુલબાસ, વિષે ન વસે અનુરાગ;

જાઇ જુઇની ઘટા, કેતકી મોગરો ડોલર;
આપે અધિક સુવાસ, તોય પ્રિય ન ઠરે ઘડિભર. ૨
અરે આમ ઉદાસ, મધુકર શાને મ્હાલે,
કરે પ્રીત બહુ પુષ્પ, તોય ન ઠરે કો ડાળે;
સુર્યાસ્તે અલિ અરે, આવિયો અંબુજ આગે,
વિકસેલું વીશાળ, તળાવ પ્રીતીભરમાં જે. ૩
જઇ બેઠો ત્યાં અલી, અનુપમ પરાગ પેખી,
રહ્યો ચોંટી તે ઠામ, અવર મુકામ ઉવેખી;
મદિરા મોહ તણો શું? મસ્ત આ પ્યારી પાયો,
ઠર્યો નહિં કો ઠામ, આમ અંબુજ શું ભરાયો. ૪
દિનાંત માંહિ કૃતાંત, કાળ સમ પદ્મ પ્રભાતે,
ક્ષણ ક્ષણ થાતા ક્ષીણ, પાંખડી વિકસી બિડાતે;
મધુકર મધ્યે રહે, અહા આશક અંબુજનો,
બધું બિડાઈ જાય, સમય મુંઝાઇ મુવાનો. ૫
અલિ ધર ઉર ઉત્સાહ, ચાહ તજિને ઝટપટ કર,
નિકળ બહાર ગમખ્વાર, રીબાઇ અંદર કાંમર;
તું જેવા કઇ વાર, મુવા આશક દરબારે,
તારો કશો હિસાબ, એક વધનો નોંધારે. ૬
ગયો ગળાઇ અરે, મધુકર મોહ મદેથી,
ખીલે પદ્મ પ્રભાત, જિવે તો ફરે મજેથી;
પણ પડિયો જે પાશ, નેહનો શાને તૂટે,
વિસ્મરિ સહુ દુખ જાય, વળી પથ ચિચરે ઉંડે. ૭
વિષય રૂપ વિશ્વમાં, કમળ નિરખીને સાંજે,
રહે મુરખ લપટાઇ, ભ્રમર જિવ મરે ન ત્યાગે;
ફરિ ફરિ જાય મુકામ, પ્રાણ કાંટામાં તોળે,
કમ મધુકર રૂપ મનુષ્ય, આપ આનંદ ન ખોળે.

## ઉદ્યાનનો ચંપો.

### રોળાવૃત્ત.

ચંપા અરે ચતુર, ઉભો થઇ ચંપક વનમાં,
પુષ્પે વસે પરાગ, રાગ સુગંધે જનમાં;

આવે અનિલ લહેર, ભેટતી સકળ કળીને,
એ તુજતે અથડાય, જાય દુર ક્યાંઇ ઉડીને. ૧
એ મિશ્રણથી મનુષ્ય, મગજ, જાની જોતા માતો,
આનંદોન ઉર્મિમાં, અંગવિણ જઇ અથડાતો;
એ અનીલ પેગામ, ખરે આપા તુજ ચારૂ;
કીર્તી વિસ્તરે બધે, હું પણ ચિત ધન્ય પ્રમાણું. ૨
તદપી તારી પાસ, આશ ધરી અલિ આવે ના,
એગમ તારી સુવાસ, પાસ પણ ગૂંજરે ના;
નાસે તુંથી દૂર, કદી ભોગી પૂરો પણ,
તુજ ગમનહિ ડોકાય, એજ વિસ્મય સહુને મન. ૩
કહો અલી શું કામ, ગણગણે ધામ રહીને,
ઘડિક ફરી વહિ જાય, વળી આવે ત્યાં ફરિને;
ચિત્ત ધડિકના સ્થીર, પલકમાં પળે પતિત થઇ,
પ્રાત પ્રીત નવ ગણે, કહો લલ્લુના પ્રીતી શી. ૪
ખરે ગરજનો યાર, ભ્રમર ભોગી નહિ રોગી,
વ્યાધી વશમો થયો, ખરે, કો પ્રીય કરે નહિ,
અસ્ત થતાં અમ તેજ, સુકાતાં પાંખડિ ફુલો,
ઉડી જાય એ સમે, નહી ઉર નેહનિ ઉર્મી. ૫

## ગુમાની.

### સવૈયા.

અન્ય તણું નિરખી નજરે બુરૂં હોંશ ધરી હઇડે હુલસે છે,
લાભ ન લેશ તથાપિ કરે બહુ મે'નત તે પછિ દૂર ખસે છે;
ન્યાય નિતી નિત ભૂલ જઈ અભિમાન તણા કિચમાં લપસે છે,
લલ્લુ સુમિત્ર સુણો જગમાં પરના અપકારિ અપાર વસે છે. ૧
મૂખ મિઠું વદતા હરનીશ પછી પુઠ પાછળ બુરૂં કરે છે,
નીચ ચમાર ગમાર સમો બનિ ચિત્ત ગુમાન અપાર ધરે છે;
બુધ્ધિ નથી જન કોઇ અધીક ગણો નિજ ઠીક કુપંથ પળે છે,
સજ્જન લલ્લુ સહુ જન એ નરથી ડરિને અળગા વિચરે છે. ૨
સ્વારથમાં સનમૂખ ઉભો રહે પુઠ દિધી પરમારથમાં,

રથમાં ચઢિયો અહંકાર તણા ઉલટો વિચર્યો અનિતી પથમાં;
પથનાં પડિયો બહુ પાપ તણા સુખ ચાખિ શક્યો ન યથારથમાં,
સકશે નર કેમ ટકી રહિ આગળ બ્હાદર સંગ, ખપ્યો ખળમાં. ૩
આપ મતી વિચરે જગમાં ન કર્યાનું કરે કરવાનું વિસારી,
યારિ કરે નિચની નિત નિત્ય કદી ન મતી સુનિતીથી સુધારી;
ધારિ નહી ચિત દીન દયા જરિ ખોઇ મનુષ્ય તણી તક સારી,
લલ્લુ સુમિત્ર સુણો જગમાં નિચ એ નરની કરી કયમ યારી. ૪
પય સિંચ્યું પનગ તણે મુખ પ્રીતથિ ઝેર તણો શું સ્વભાવ વિસારે,
કહિ શ્વાન વસે જહીં સ્વરગે ભસવાનું ભુલે નહિ જાત સુધારે;
જરિ હીંગ કપૂરની સાથ ધરો નહિ વાસ ઘટે ગુણ અન્ય ન ધારે,
લલ્લુ સુમિત્ર કહે નર દુષ્ટ ન સજ્જન સંગથી સદ્‌ગુણ ધારે. ૫

## એવાની સંધ્યામાળા શા કામની ?

### "ચડિ આવ્યાં વાદળ કાળાં" એ રાહ.

શું થયું કરી સંધ્યા માળા, શું થયું કરી સંધ્યા માળા;
અંતરમાં અજ્ઞાન ભરેલું, અશુભ ઇચ્છાવાળા. શું થયું ?
ટીલાં ટપકાં કરતો ઉપર, અંતર અશુભ ઉછાળા;
બગ ધ્યાની બની બેસતો નિત્યે, ચતુરાઇના કરી ચાળા. શું થયું ?
અયોગ અંતર ઇચ્છતો સહુનું, આપનું શુભ ઇચ્છનારા;
અન્યનું શુભ જોઇ આપે બળતો, પ્રભુ તુજને નહિ પ્યારા. શું થયું ?
ઉપરથી શુભ સહુને બતાવ્યું, ભીંતર ભરિયા અંગારા;
જ્વાળ નીકળતી જીવ્હા વાટે, ચતૂર ચેતિ જનારા. શું થયું ?
અભેદપણું ઉપરથી બતાવી, રહેવું સહુથી ન્યારા;
પર પીડાએ રાજી થતો ચિત, (મેં) દુરગુણ જાણ્યા તારા. શું થયું ?
કુટુંબી ઉપર ક્રૂર બન્યો નિત્ય, અનિષ્ટ ઇચ્છાવાળા;
ભાઇ ભાંડુ તુંથી દૂર થયાં, સુખ પામ્યાં સાળી સાળા. શું થયું ?
તારૂં શુભ તેમાં તું રાજી, બીજાનું જોઇ બળનારા;
વિભૂતી ચોળી વંઠેલ બનીને, ઢોંગ મેં જાણ્યા તારા. શું થયું ?
બાહીર શુભ બતાવી સહુને, કોડ કપટ કરનારા;
શ્રી હરી જરીયે સાંખી શકેના, પટ દઇ પારખનારા. શું થયું ?

વિત માટે વારસના હકનું, ઉચ્છેદન કરનારા;
પુરું તમ નામેથી વળ્યું શું, નરાધમ કૃત્ય તારાં. શું થયું ?
વિદ્યાના વીરોધિ વિમુખથી, અવળે પથ પળનારા;
દુલભ મનુષ્યા દેહ ગુમાવ્યો, ભુંડું એ કર્યું ભમરાળા. શું થયું ?
નાચી મુંડી અંતર નીચું. નીચ સંગે ચડનારા;
લડલુ લાંબી વાતો કરે પણ, તુંથી કસઇયો સારા. શું થયું ?

## ઇશ્વર સર્વ વ્યાપક છે એમ નહિ જાણનાર.

### ગ બી.

ઓ હિણભાગી, જાગી જો મુરતીમાં શું મન માન્યું ?
મતિ ક્યાં ત્યાગી, ઉખેળ્યું આ કઇ પોથીનું પાનું ? ટેક.
તું દોડિ નિત્ય દરશન જાતો, અથડાતો પડતો કુટાતો;
વાળ લોભ લાલચમાં લુંટાતો. ઓ હિણભાગી. ૧
નિત્ય એને એ નિરખ્યું નજરે, નવું જાણ્યું ન તોય તું રે'ન ધરે;
તારી ભલી ભક્તિ નાવી મજરે. ઓ હિણભાગી. ૨
પથ્થરને ઘડિયો ઘડનારે, ધાતુ ત્યમ ટીપી કંસારે;
તું ઘડતે કેમ તને તારે ? ઓ હિણભાગી. ૩
વેવલો થઇને વ્હેલો વ્હેલો, દોડી જાતો મંદીરમાં ઘેલો;
જોતો અજ્ઞાને હડશેલ્યો ? ઓ હિણભાગી. ૪
ક્યાં પ્રભુ પેડો એમાં કહેને, તું ગણે જગતમાં પ્રભુ કેને ?
એ ઉત્તર ઉઘણુશી દેને. ઓ હિણભાગી. ૫
જડને ઠમકોરી સાફ કરી. વસ્ત્રાભૂષણ મનપસંદ ધરી;
પ્રભૂ માન્યો તુજ બુદ્ધિ વિફરી. ઓ હિણભાગી. ૬
ના ખાય તથાપી તું દેખાવા, ન સુણે તોયે તું જા ગાવા;
તુજ ઢંગ થયા ક્યાંથી આવ્યા ? ઓ હિણભાગી. ૭
નથી જરૂર તું કર શેવા તેની, ચૈતન હિનને શેવા કેવી ?
જડ થાય ન દેવ અને દેવી ? ઓ હિણભાગી ૮
તાળોટા પાડે પાસ જઇ, મૂઅ આરડતો જ્યમ જગત ગઇ;
જો, જડ તારી સ્તુતિ માને નહિ. ઓ હિણભાગી. ૯
તુજને જે પેદા કરનારો, અંન વસ્ત્ર આબરૂ દેનારો;
ઓશીયાળો ના થાશે, તારો ! ઓ હિણભાગી ૧૦

તુજ ચોકી કરે દિન રાત રહી, તેને જાળવવાને એશ જઇ;
આથી મોટી મૂરખાઇ કઇ? ઓ હિણભાગી. ૧૧
તારી શેવાની ન જરૂર જરા, તારા મેવાના પ્રભુ ના ભુખરા;
તોયે ઉંધા તું જાતો ધરવા ઓ હિણભાગી. ૧૨
એ પ્રભૂ દયાથિ જગત પાળે, તે રહે ન તુજ દયા આધારે;
કર શોચ જગત મૂરખ ધારે, ઓ હિણભાગી ૧૩
જડ આપ તણી ન સંભાળ કરે, તે ાથિ અવરનું શું કામ સરે?
તેથી તું શુભ જગ હરે ફરે, ઓહિણ ભાગી. ૧૪
ધર અંતર ધ્યાન ધરણી ધરનું, શુભ જ્ઞાન વિવેકથિ વીચરતુ;
લલ્લુ.ધણીનો ભરૂં સો ધરતું, ઓ હિણ ભાગી ૧૫

## પદ.

ટીલાં મોટાં તાણ્યાં રે, કંઠે કુડી કંઠીનો ધરી,
જૂઠું જીભે બોલ્યો રે, ફોગટ લીધું નામ હરી. ટેક.
પ્રાતઃકાળે ઉઠી સ્નાન કર્યું નિત, લેનો પ્રભુનું જિભે નામ;
પૂજા કરી તેં પેટ માંહિ પ્રપંચે, આદર્યાં અવળાં તેં કામ.
નામ નારાયણનું રે, વગોવ્યું તેં વંકી કરી. ટીલાં. ૧
દરશન કરવાને દોટ તેં દીધી, હોંશે હવેલીમાં ભાઇ;
કરણી તારી તેં કૂડી ન કાઢી, ભવમાં થઇછે ભવાઇરે.
આખર ઉંધું વળિયું રે, પાપ પુર્ણુ રાખ્યું ભરી. ટીલાં. ૨
પડદામાં રહે તે પ્રભુ પર તેં, ધાર્યું ભારે ધ્યાન;
વ્યભિચારીને વ્હાલા ગણીને, દમડાનું દીધું દાન.
નામ બોળ્યું નફ્ટરે, ગપાટી તેં ગુરૂને કરી. ટીલાં. ૩
પાપી પ્રપંચને પેટમાં પચવ્યો, આણી ઉરમાંહી મેર;
ગરીબનાં તે ગળાંરે કીધાં, કર્યો એ અકરાકેર;
મેર કીધો મોટોરે, પાપની તેં પેટી તો ભરી. ટીલાં. ૪
છેલ છીનાળવા ગુરૂને ધાર્યો, ચેલો થયો તું ચંડાળ;
ગૂરૂ બિચારો ગોરાને ગોતે, તું થયો તેહનો દલાલ.
લાલ થયો લોડોરે, તોય તેની સેવા તો કરી. ટીલાં ૫
દરશન માટે કોરડા ખાવા, એમાં છે મોક્ષ મકાન;

દેદાર કરવા દુષ્ટના જાઇને, ખાણીનું કરવું પાન.
પોતીયું નીચોવ્યુંરે, તે જળ પીધું ફરીરે ફરી. ટીલાં. ૮
જાળ પાથરવી શિકારી માટે, શિકારી ગુરૂજી સુજાણ;
માછલાં જેમ મહિલાઓને પકડી, પીધું અધરનું પાન;
ભાન તો ભુલાવીરે, મહિલાને માહીત કરી. ટીલાં. ૯
લાજ લુટે સાથે લક્ષ્મી માગે, બે સાથે કેમ બને ભાઇ;
એવા એ પણ ભગતો મળે ભાવિક, ગુરૂને થાય છે કમાઇ;
ભાઇ નવ ભૂલોરે, લલ્લુ કહે લક્ષ ધરી. ટીલાં. ૧૦

## બ્રાહ્મણ થયો તો શું થયું ?

### હરીગીત છંદ.

ટીલાં કરી તું ત્રિકાળ વા'લ ધરી વધ ધરમે ધસ્યો,
સંતાપ કોટી તુજ શરીરે હિન જનોનો ના વસ્યો;
ખટ કર્મ ખટ ખટ કરિ પુરૂં નહિ ધ્યાન તે માંહીં ધર્યું,
જાણ્યા ન જો પરિ બ્રહ્મને બ્રાહ્મણ બન્યો તો શું થયું. ૧
ઉઠિ નિત્ય પ્રાતઃકાળમાં તેં સ્નાન સ્નેહ ધરી કર્યું;
વિભૂતી ધરી ધાર હોંશ હૃદયે ધ્યાન ઉપરથી ધર્યું,
આશા તજિ ન અંતર તણી ધ્યાનેથિ મન તારૂં ફર્યું.
જાણ્યા ન જો પરિબ્રહ્મને બ્રાહ્મણ બન્યો તો શું થયું. ૨
બોલ્યો જૂઠું બહુ વાર પ્યાર ધર્યો ન સત્ય પરે કદી,
ચોરી છિનાળી પ્યારી કરિ દિનરાત પાપ વિષે મચી;
કંપ્યું ન તારૂં કોઇ મન જો પાપ રસને પરવર્યું
જાણ્યા ન જો પરિબ્રહ્મને બ્રાહ્મણ બન્યો તો શું થયું. ૩
આત્મા તણી કરવા ફરી ગતિ કોદિ મેં'નત ના કરી,
પચવ્યા પ્રપંચો પેટમાં પાપી પ્રપંચે તે ફરી;
દુષ્કર્મ કરતાં કોદિ તુજ દીલ પાપથી ના થરથર્યું,
જાણ્યા ન જો પરિબ્રહ્મને બ્રાહ્મણ બન્યો તો શું થયું, ૪
વિશ્વાસઘાત ઘણી કિધો દીધી વસુ હિનને પિડા,
રાજી થયો તું હૃદયમાં પરનારિ સાથ કરી ક્રિડા;
નવ બોધ દીધો ધર્મનો કરિ પાપ પંડતાણું ખરૂં,
જાણ્યા ન જો પરિબ્રહ્મને બ્રાહ્મણ બન્યો તો શું થયું. ૫

વિશ્વાસ ન ધર્યો વેદનો નવ ભેદ તેના તું ભણ્યો,
પૂરાણ માંહિ પચી રહ્યો નિત્ય પાપ રસ્તે પરવર્યો;
દુર્ભાગિ તારૂં લક્ષ કૃષ્ણ લિલા પરે દોડી રહ્યું,
જાણ્યા ન જો પરિબ્રહ્મને બ્રાહ્મણ બન્યો તો શું થયું; ૬
માની મને મૂરતી ખરી સૂરતી પ્રભુની જોઇ ના,
ખલકેશની ખલકે ખરી ખુબી હૃદય માંહિ પરોઇ ના;
આધાર ધરણીધર તણો તજિ ધ્યાન અવરતણું ધર્યું,
જાણ્યા ન જો પરિબ્રહ્મને બ્રાહ્મણ બન્યો તો શું થયું. ૭
પંડે વિંટાયો વે'મમાં જાળે બ્રિજાને તેં ધર્યા;
સતમાર્ગ તજાવ્યો તેહને અન્યાય અવનીમાં કર્યા,
નિત્યે પ્રપંચે પાટકીને પેટ પાપી તેં ભર્યું,
જાણ્યા ન જો પરિબ્રહ્મને બ્રાહ્મણ બન્યો તો શું થયું. ૮
વડવા હતા વિદ્વાન વેરી તેં અવિધા આપથી,
બ્રહ્મત્વ તજ્યું બ્રાહ્મણ બની દુખિ આજ એના પાપથી;
વિખ્યાતિ વડવાનિ ગૂમાવિ અભાગિ ઉંધું આદર્યું,
જાણ્યા ન જો પરિબ્રહ્મને બ્રાહ્મણ બન્યો તો શું થયું. ૯
રૂષિરાજ માટે ઠગ બાજની ઉપમા ધરી ઉમંગથી,
અણુસમજુને દઇ બોધ અવળો રહિ ધુતારા ઢંગથી;
હરિ રસ પિયૂશનું પાન પાપી શુદ્ધ મનથી ના કર્યું,
જાણ્યા ન જો પરિબ્રહ્મને બ્રાહ્મણ બન્યો તો શું થયું. ૧૦
લોભી ગુરૂ જે લાલચુ વ્યભિચારી વિશ્વ વિષે બન્યા,
તેં સ્વાર્થ માટે તેહના પગ પૂજવા ઉત્તમ ગણ્યા;
વિશ્વાસુને ઠગ બનિ ઠગ્યો દિલ તારૂં તેથી ના ડર્યું,
જાણ્યા ન જો પરિબ્રહ્મને બ્રાહ્મણ બન્યો તો શું થયું. ૧૧

## મરજાદી વિષે.

### હરીગીત છંદ.

નિરખી બીજાને નાસતો તું ત્રાસતો તન ત્રાસથી,
અડશે હું છોવઇ જઇશ એવી બીક ધરી ચોપાસથી;
સગપણ પ્રમાણે સ્નેહ ન ધર્યો માન મનમાં માનિયું,

જ્ઞાન વિના નાદાનને, માગે મળે ન માન. ૫૩૩
અક્કલમાં ઉંધું કરે, ગણે સુકૃત સમાન;
ભાન વિના ભટકી મરે, માગે મળે ન માન. ૫૩૪
અધિક થવાને અવરનું, કરતો અતિ અપમાન;
એ ઇચ્છા તુજ વ્યર્થ છે, માગે મળે ન માન. ૫૩૫
આધીન રહે નિત અંગના, માને મળે ન માન;
જાણે લોકો રાંડવો, માગે મળે ન માન. ૫૩૬
માત પીતાને મહિ વિષે, અતિ કરિયાં અપમાન;
તુજ રાંડે, જોયા કર્યું, માગે મળે ન માન. ૫૩૭
દીકરા કે દોલત બની, ઉર આવ્યું અભિમાન;
તે એથે અવની વિષે, માગે મળે ન માન. ૫૩૮
દેશહિત દોલત કદી, કરી નહિ કુરબાન;
મુઠિ વાળી છે મુરખ તેં, માગે મળે ન માન. ૫૩૯
શાણાને છેટા ટર્યા, જૂઠા કર્યા જમાન;
આખર તું ઉધડી જશે, માગે મળે ન માન. ૫૪૦

## એ વિદ્યા છે વિત્ત.

### દોહરા.

નીતિ નમ્રતા નામના, શુભ કામે રહે ચિત્ત;
અયોગ્ય ન કરે અવરનું, એ વિદ્યા છે વીત્ત. ૫૪૧
શુભ ચાલે ચાલે સદા, વદતો વચન વીનીત;[1]
ગ્રહે કોય સંતોષનો, એ વિદ્યા છે વીત્ત. ૫૪૨
વ્હાલ ધરે વિદ્વાનપર, હોંશે કરતો હીત;
પ્રીત કરે પર શુભ થવા, એ વિદ્યા છે વીત્ત. ૫૪૩
હઠ નવ કરે હરામમાં, પાણીની નહિ પ્રીત;
હૃદય શુદ્ધ શુભ વાંછના, એ વિદ્યા છે વીત્ત. ૫૪૪
દોલત દોડી આપતો, જહાં દેશનું હીત;
ચીત વિચારે સર્વદા, એ વિદ્યા છે વીત્ત. ૫૪૫
અવર ઉંધું વળતાં જુવે, સવળું કરે ખચીત;
ખમી નુકશાન ખુશી થકી, એ વિદ્યા છે વીત્ત. ૫૪૬

દેશ સુધરવાની ઉરે, ઇચ્છા ધરે ઉચીત;
પર ઉપકારે પ્રીત તો, એ વિદ્યા છે વીત્ત. ૫૪૭
દિનજન કારણ દુખ ખમે, ચિત જરિ નવ ભયભીત;
રાંક સુખે સજી રહે, એ વિદ્યા છે વીત્ત. ૫૪૮
અયોગ્ય ઉર અભિમાનના, પંડિત સાથે પ્રીત;
દક્ષજનોથી દૂર નહિ, એ વિદ્યા છે વીત્ત. ૫૪૯
આઘો રહે અજ્ઞાનથી, ગણી આપનું હીત;
જ્ઞાન ગોષ્ટી વ્હાલી ઉરે, એ વિદ્યા છે વીત્ત. ૫૫૦
પાજી નરની પ્રીત તે, આપ ગણે અનુચીત;
સજ્જન સોબત સર્વદા, એ વિદ્યા છે વીત્ત. ૫૫૧
યોગ ગણે તે નિત કરે, નહી વીપ્રીતની પ્રીત;
નિત્ય નવાં સુખ અનુભવે, એ વિદ્યા છે વીત્ત. ૫૫૨
ખલક મહી ખંધા અને, ખળથી ખસે ખચીત;
સત્ય સ્નેહ શાંતી ધરે, એ વિદ્યા છે વીત્ત. ૫૫૩

## ઉઠી આઘો બેશ.

### દોહરા.

હરામી જ્યાં હાજી કરે, દિલમાં રાખી દ્વેષ;
ભુંડું કર્યા નો ભાવ જ્યાં, ઉઠી આઘો બેશ. ૫૫૪
ક્રુરતા ધરે કસાઇ સમ, દયા ન દિલમાં લેશ;
ક્રુર કાફર જ્યાં નિત વસે, ઉઠી આઘો બેશ. ૫૫૫
સારૂં કરે ન કોઇનું, હત ભાગિયો હમેશ;
દુર કરે દિલથી દયા, ઉઠી આઘો બેશ. ૫૫૬
શુભ કામો ન કરે જરી, મુખે લગાડે મેશ;
હમેશ એવા દુષ્ટથી, ઉઠી આઘો બેશ. ૫૫૭
પાપ કરે પ્રીતે થકી, લાભ હોય નહિ લેશ;
પચ્યો રહે નિત પાપમાં, ઉઠી આઘો બેશ. ૫૫૮
નિતિ વિરૂધ કામો કરી, માને મનમાં બેશ;
અવર ગણે ગુણહિણ સદા, ઉઠી આઘો બેશ. ૫૫૯

---

૧ નમ્ર.

કારણ વિણ કુટુંબમાં, કરે હમેશાં ક્લેશ;
લેશ લાજ નહિ ઉરમાં ઉઠી આઘો બેશ. ૫૬૦
ભીતર તો પાપે ભર્યું, બન્યો ઉપરથી બેશ;
દુધ ઉપર અંતર, ગરલ,[1] ઉઠી આઘો બેશ. ૫૬૧
શિખ શાણાની ના સુણે, અનીતિનો આદેશ;
લાગ્યો જેના હૃદયમાં, ઉઠી આઘો બેશ. ૫૬૨
શુભ કરનારાનું ચહે, અનિષ્ટ આપ હમેશ;
પાપ ન જાણે જગતમાં, ઉઠી આઘો બેશ. ૫૬૩
સંત હૃદયને દુખ કરે, દુષ્ટ ધારિને દ્વેશ;
આપ અસત આનંદમાં, ઉઠી આઘો બેશ. ૫૬૪
સદ્ગુણ શોભા નવ ધરે, કાયરતા ને ક્લેશ;
વહાલાં કરતો વિશ્વમાં, ઉઠી આઘો બેશ. ૫૬૫
કામ કરે કે' કામની, આપ સમજ નહિ લેશ;
એવા ભડવા ભાઇથી, ઉઠી આઘો બેશ. ૫૬૬
કારભારિ જ્યાં કૂડિયા, નઠ્ઠટ હોય નરેશ;
તે રાજ્યે વસવું નહીં, ઉઠી આઘો બેશ. ૫૬૭
ભાખો હોયે ઘર વિષે, વેરાગીનો વેશ;
ધરિ રહેતો ઘરણી વિષે, ઉઠી આઘો બેશ. ૫૬૮
અંધકાર વ્હાલો કરે, અયોગ્ય ગણે ઉજેશ;[2]
એવા ઘુડના ઘરથકી, ઉઠી આઘો બેશ. ૫૬૯
પરનું નિજનું ન પારખે, દાનાઇ દીલ ન લેશ;
ગોળ ખોળ સરખા જડાં, ઉઠી આઘો બેશ. ૫૭૦
ફાટયો ફરતો જગતમાં, ધરિ વંઠેલો વેશ;
લાજ જગત કુળની તજી, ઉઠી આઘો બેશ. ૫૭૧

## એ નર ગણ નાદાન.

### દોહરા.

વિવેક નવ વ્હાલો જરી, ઉરમાં અતિ અભિમાન;
જ્ઞાન સાનના ચિત વિષે, એ નર ગણ નાદાન. ૫૭૨

---

૧ ઝેર. ૨ અજવાળું.

ગ્નાતાથી છેટો રહે, દે મુરખને માન;
દાન આપતો દુષ્ટને, એ નર ગણુ નાદાન. ૪૭૩
કુડાં કર્મ કરી સૃષ્ટિમાં, મેળવવાને માન;
મથે, એ મહા ગજબ છે, એ નર ગણુ નાદાન. ૪૭૪
ભાઇ સાથ લડિ ભુમિમાં, દે અરિને સનમાન;
ભાંડું ભાવ જેને નહિ, એ નર ગણુ નાદાન. ૪૭૫
અમૃતને અળગું કરે, કરે હળાહળ પાન;
મરણુ માગિ જિવવા ચહે, એ નર ગણુ નાદાન. ૪૭૬
કામ કરે કુડાં સદા, પાછળનું પરિણામ;
વિચારે નહિ વિશ્વમાં, એ નર ગણુ નાદાન. ૪૭૭
નવિ નારી લાવી કરે, નિજ સુતને હેરાન;
કદિ કલ્યાણુ કરે નહિ, એ નર ગણુ નાદાન. ૪૭૮
ભુંડાઇ ભણ્યો નિશાળમાં, ભલાઇનું નવ ભાન;
ભૂલી જતો ભલાઇને, એ નર ગણુ નાદાન. ૪૭૯
જેનો જગમાં હોય જો, આપ ઉપર અહેશાન;
બુરૂં એનું તાકયા કરે, એ નર ગણુ નાદાન. ૪૮૦
જિવતો રાખે જે જગે, કરી સંકટમાં કામ;
એને ઉલટો દુખ દે, એ નર ગણુ નાદાન. ૪૮૧
સારા સમયે ના કરે, શુભ જનનું સનમાન;
પડતીમાં પોકે રૂવે, એ નર ગણુ નાદાન. ૪૮૨
અક્કલ જરી ન આપનો, કરતો વડાં વખાણુ;
ફોગટ ફૂલીને ફરે, એ નર ગણુ નાદાન. ૪૮૩
ભાઇ કહી ફૂલાવતાં, આપ ચડે અશમાન;
પડે છતાં પડિત ગણે, એ નર ગણુ નાદાન. ૪૮૪
નમ્ર જનોને નમવવા, તનમાં ધરનો તાન;
સાન નહિં સજ્જન તણી, એ નર ગણુ નાદાન. ૪૮૫
બુદ્ધી દુર અંતર થકી, કરે ઉઘાડા કાન;
જે બોલે તે સાંભળે, એ નર ગણુ નાદાન. ૪૮૬
સંપ અહેન સગા વિષે, કુસંપ વિષનું પાન;
પ્રીતે કરતો પ્રગ્ન બનિ, એ નર ગણુ નાદાન. ૪૮૭

પુરૂષ બને વદિ પરૂષને, માને મનમાં માન;
પુરૂષાદ્ધમ આપે બને, એ નર ગણુ ન દાન. ૯૮૮
પારખ નહી પુરૂષ તણી, હેતુ અહેતુ સમાન;
ઝેર વિષ પરખે નહિ, એ નર ગણુ નાદાન. ૯૮૯
કરી મુર્ખની ચાકરી, માને મનમાં માન;
દમડા વદિ લે ડામ તો, એ નર ગણુ નાદાન; ૯૯૦
કામ કરાવે અવરને, દે ન સમે જરિ દામ;
હરામ એ હક માનતો, એ નર ગણુ નાદાન. ૯૯૧

## સુખ આપે સંતોષ.

### દોહરા.

મોહ મહીં માર્યો જતો, હ્રદય ધરીને રોષ;
દોષ તુજ દેખાડિને, સુખ આપે સંતોષ. ૯૯૨
અધિકાર કદિ ઇંદ્રનો, કોટી ધનનો કોષ;
દહન દીલ દિન દિન કરે, સુખ આપે સંતોષ. ૯૯૩
તારૂં તું ઢાંકે ફરે, અને અન્યના દોષ;
દેખાડે સુખ ના જરા, સુખ આપે સંતોષ. ૯૯૪
સોથી ધાય સહસ્રને, સહસ્રે લાખ કરોડ;
અબજે બહુ ઉચાટ છે, સુખ આપે સંતોષ. ૯૯૫
તારતમ્ય તુજ વૃતિતણું, ગ્રહે અવરનો દોષ;
દોષ તુજ દ્રષ્ટિ ન પડે, સુખ આપે સંતોષ. ૯૯૬
અવર ઉંચો જાતો ગણી, રોજ ધરે ચિત રોષ;
તેમાં તારૂં શું વળે, સુખ આપે સંતોષ. ૯૯૭
ધરાય નહિ ધનથી જરા, ઉરમાં નહિ આંકોશ;
ઉચાટ આખો ભવ કરે, સુખ આપે સંતોષ. ૯૯૮
મોહ મદીરા ઉતરે, મટે અવરનો રોષ;
રાજી રોજ હ્રદય રહે, જો રાખે સંતોષ. ૯૯૯
અદેખાઇ અળગી કરે, તૃષ્ણા તજે સદોષ;
સ્વર્ગ સમુ સુખ નીરખે, જો ચિતમાં સંતોષ. ૧૦૦૦
અવગુણ ગણવા આપના, અવર ન જોવા દોષ;
મજા પડે મહિમાં વધુ, જો ચિતમાં સંતોષ. ૧૦૦૧

# એવા સંસારને શું કરૂં ?

## શાર્દુળ વિક્રિડિત છંદ.

જોતાં સર્વ જણાય ભોગ સુખના તેમાં ડુબ્યું ને તરૂં,
ના ન્યાળી શકું દ્રષ્ટિ બા'ર લગિરે આનંદ એમાં લઉં;
આટી જ્યાં ઉકલી કરી નજર ત્યાં કાંઇયે ન ઝૂરી મરૂં,
સત્યા સત્ય થકી વિલક્ષણ દિસે સંસાર હું શું કરૂં ? ૧
જ્યાં સુજન્ય તણી રૂડી પ્રિતિ દિઠી દીઠી દયા હીનતા,
દીઠો ચાહ લગાર ઉર સહુનો દીસે દિઠી ક્રૂરતા;
મારાં તે સરવે ખસ્યાં દુર ખરે કોની સ્મૃતી શું સ્મરૂં,
એવો અંત અભાવ રૂપ ઉદધી સંસાર હું શું કરૂં ? ૨
સંભાળે સહુ એ હમેશ સહુનું બીજાનું કાં સાચવે,
રાજી રોજ રમે સહુ સ્વસુખમાં પાજી વધારો થવે;
બીજો બંધ સહે તથાપિ ન લહે ચિત્તે, કુડું કાં કરૂં,
એવો દ્વૈત રૂપે હમેશ રમતો સંસાર હું શું કરૂં ? ૩
મારો મૂખ પરે કહે જિવ જતાં મારો કરે તે પરો,
ઉભો દૂર રહે નિહાળિ નજરે કાલાં કરે ખરૂખરો;
ચિંતા શી તજ શોચ ભ્રાંતિ થવું છે થાશે ન કોથી પરૂં,
એવો સ્વાર્થ વિષે વશો સ્થિત થઇ સંસાર હું શું કરૂં ? ૪
ચાહે નિત્ય ભલું તથાપિ ચિતમાં ના લેશ લાવે દયા,
ધારે ઉર અનિષ્ટ, કેમ વધતું, એનાં કરે, કાર્ય એ ;
થોડેથી ન ધરાય હાય વધતી લાગી ગળે શું મરૂં ?
એવો લોભ સ્વરૂપ પુર્ણ દુખિયો સંસાર હું શું કરૂં ? ૫
પોતાનું કરવા હમેશ શુભ જે પુરૂષાર્થ પાકો કરે,
બીજાનું બનતું અનિષ્ટ ચિતમાં વીચાર એ કાં કરે ?
માયાના મહિમા મહીં ગળિ જવા ધારે બધું હું કરૂં,
એવો છે લપટેલ આપ મતમાં સંસાર હું શું કરૂં ? ૬
મારૂં કામ કરો જરૂર કરવું છે આપને, એમકે',
છે ના અન્ય ઉપાય ન્યાય શુભ એ, તું શ્રેષ્ઠ તે એ ઘટે;
આપીને ઉપલી વડાઇ તુજને પ્રેરીં, કહે હું ટરૂં,

એવો આપ વડાઈ માંહે વસતો સંસાર હું શું કરૂં ? ૭
સંસારે હું દુખી ન કો જગતમાં, મારૂં રૂડું આદરે,
સૌ છે નિર્દય આપ નિત્ય દિલના, દીસો દયાળુ ખરે;
આપે પ્રાણુ જતાં પરેજ કરવું, શું ઉપકારો સ્મરૂં,
થાતાં દુષ્ટ ખસે દુરે પતિત આ સંસારને હું શું કરૂં ! ૮
લાવો જ્યાં સુખ રોજ રોજ નિકળે લાવે મળે માન જ્યાં,
ના લાવ્યો, અપમાન નીચ નજરે ધિઃકાર ધારેલ ત્યાં;
લાવે દુઃખ ન લાવતાં અસભ્યતા ક્યાં દ્રષ્ટિ નાંખી ઠરૂં,
એવો જે મહનાર રોજ, જિવનો સંસાર હું શું કરૂં ! ૯
સૌ સૌની ગરજે મળે તદપિ તે દેખાડતાં ના જરા,
તારાથી સુખિયાં અમે સ્વજન સૌ, પાખંડમાં ખેલતાં;
તું જાતાં ન હિસાબ હાય ! ચિત્તમાં ધારે વગોણું કરૂં;
એવો ઉપરથી ન પ્રીત ચિત્તમાં સંસાર હું શું કરૂં ? ૧૦
ચાહે સૌ સુખ રોજ રોજ ચિતમાં ના દુઃખ દ્રષ્ટે પડે,
તેમાં લાગિ રહ્યા પ્રયાસ સહુનો કુએ રડે ને મરે;
માને માન મુખે તથાપિ ઉરમાં ના માન દીઠું કર્યું,
એવો માનહિણો સદૈવ દુખિયો સંસાર હું શું કરૂં. ૧૧
આનંદે ઉભરાય નિત્ય રમવું, મ્હાતાજ આ ંદથી,
છેટે રે' શુતગાઉ, કષ્ટ થાકતો તોયે મળે એ નકી;
માન્યો જ્યાં નિજ ગર્વમાં સુખતણો કાંટો મુખે દુઃખનું,
એવો છે આનંદથી દુર જતો, સંસાર હું શું કરૂં. ૧૧
આવે એક અનેક ચિત્ત વળગે છોડે ગ્રહે વળિ તજે,
કો દીને રમતાં દિસે વળિ ખિજે કો દીન ભાવે ભજે;
શાંતીહીન સદૈવ એજ સ્મરતાં, ધરતાં ન ચિત સત્યશું,
એવો લોભ તણો ન થોભ લગિરે સંસાર હું શું કરૂં ! ૧૩
જ્યાં છે વ્યાલ વસ્યા બધા વિષયના રહેછે સદા રાફડે,
નાંખે હાથ ચિડાય નીજ ચિતમાં, દોડી ઘડીમાં ડસે;
લાગે લે'ર હમેશ કલેશ ચિતમાં એ વ્યાલ સાથે વસ્યું,
એવો વીષ સમાન વ્યાલ રૂપ આ સંસાર હું શું કરૂં ! ૧૪
ભેળા થાય ઘડીકમાં વળિ ઠરે વીખાઇ વીવાદમાં,

આનંદે ફરતા દિસે ઉપરથી વૃતિ ન આનંદમાં;
લાગી હાય હમેશ ક્લેશ ચિંતામાં ના એક ત્યાં શું સ્મરૂં;
એગારૂપ હમેશ ક્લેશ દિસતો સંસાર હું શું કરૂં? ૧૫
આવ્યું એક ધરાય ના ચિત થકી તત્કાળ બીજુ ચહે;
એ છોડે વળી લે બીજું ઝટ દઇ ત્યાં ચિત્ત ત્રીજે ઠરે;
એકે હાથ ન આવતું મન સદા, આતૂર ઉણું રહ્યું,
એવો પુર્ણપણે કદી ન દિસનો સંસાર હું શું કરૂં? ૧૬
સર્વે નાશ સ્વરૂપ છે તદપિ તે લાંબા રહે સંગમાં;
તો હું તૃપ્તિ ગ્રહું કહે સુખ થકી હમેશ આનંદમાં;
જાવાનુંજ સ્વરૂપ છે જગત આ તેમાં સ્થિતી માનશું,
એવો એક સ્વરૂપ નક્કી ન થતો સંસાર હું શું કરૂં? ૧૭
દેખાતાંજ ઘડીકમાં લય થતાં પાછાં વળી નીપજ્યાં,
દોડાદોડિ કરી રહ્યાં જગતમાં ઉંધાં ચડી આથડયાં;
થોડાં સ્થીત રહ્યાં વળી પડિ ગયાં જાણે ન સુખ ક્યાં મળ્યું,
એવો નાશ થતો ક્ષણેક્ષણુ દિઠો સંસાર હું શું કરૂં? ૧૮
ઉનાળા મહિં દીસતાં રવિતણા તાપે રૂડાં ઝાંઝવાં,
મોટા એ ઉદધી સમાં જળ ભર્યા છે તોય અંગાર ત્યાં;
ખાસું હોય સલીલ તેમ દિસતું બ્રહ્માંડ આખું ભર્યું,
એવો છે મૃગવારિશો દિશિ રહ્યો સંસાર હું શું કરૂં? ૧૯
સુતાં સેજ નિશા સમે બહુ સ્ફુરે સ્વપ્નાં જૂદી જાતનાં,
છે સાચાં ન તથાપિ નિત્ય દીસતાં એવે સમે સત્ય આ;
જાગે લેશ જણાયના નજરથી ત્હોયે વ્યથાયે મરૂં;
એવો ખાલિ ભરેલ નિત્ય દુખથી સંસાર હું શું કરૂં? ૨૦
આ મારૂં ધન ધામ છે અવનિમાં આ નિત્ય રાજ્યાસને,
આ દીસે નહિ નાશવંત કદિએ લક્ષ્મી ઉભી બારણે;
આ નીરોગિ શરીર કોદિન પડે એવું વિચારે ઘણું,
તોયે નાશ થનો દિસે ક્ષણમહીં, સંસાર હું શું કરૂં? ૨૧
મોટું જોઇ કુટુંબ રોજ હરખે લાવે ન કોની દયા,
સત્તા ક્રૂર થઇ સદૈવ જણવે ને દીન સૌ દેખતા;
આપે છે ન અનાથ સાથ સરવે કોનું જમે કામથું,

એવા હરિ ગયેલ આકહુરશું સંસાર હું શું કરૂં? ૨૨
આવ્યું પુર સદૈવ ઉર દિસતુ તૃષ્ણા સરીતા વિષે,
પોતે સ્થીર કિંવા ગણે મન વિષે બીજા તણાતા દિસે;
પોતાને કરડેલ વ્યાલ વિષનો પીછે ચડયું ઝેર શું,
એવો મોહ મહાંધરૂપ દિસતો સંસાર હું શું કરૂં? ૨૩
જેનું ઇષ્ટ ચહું સદા ચિતમહીં જાતે પ્રયાસો કરૂં,
રહેવું સૌ સુખ કાજ અન્ય જનના ના લોક લાજે ડરૂં;
સર્વે વ્યર્થ જતું દિઠું જગતમાં છે માત્ર દુખ તો ઉરૂં,
એવો સુખ મહીં સદૈવ દુખિયો સંસાર હું શું કરૂં? ૨૪
ચિત્તે ના સ્થિરતા રહે ઘડિકમાં આમાંથી આમાં જવું;
માને સુખ સદૈવ દુઃખ મહિ એ શાંતી નથી પામતું;
આખો દીન ઉચાટ વાટ ન જડે શાંતી અને સુખ શું,
એવો દુ.ખ સ્વરૂપ નિત્ય દિસતો સંસાર હું શું કરૂં? ૨૫
આશા એક ઉરે સદા રમિ રહે પૂરી ન થાતી જરા,
ત્યાં બીજી નિકળી કરે વિકળતા શાંતી ન પામે જરા;
આશા તંતુ તણે વિશાળ દિસતો ઝાલી ઉંચે હું ચઢું,
એવો આશ સ્વરૂપ સુખ નહિ જ્યાં સંસાર હું શું કરૂં? ૨૬
દોડી દૈડિ હમેશ એશ ગણિને લક્ષ્મી વધુ મેળવું,
માણું મોજ સદૈવ જીવિ જગમાં આનંદમાં ઉછળું;
આવી જો મળિ લક્ષ્મિ આયુષ્ય ટુકું શું ભોગવું શું તજું,
એવો જે પરહાથમાં સુખ રહ્યું, સંસાર હું શું કરૂં? ૨૭
મોટો જ્ઞાનિ મહીં થવા અવનવા નિત્યે વરા આદરૂં,
બીજાથી બનવા સદૈવ શુભ હું ધારી પ્રયાસો કરૂં;
તોયે માન મળે નહિ જગતમા છો માન મટે મરૂં,
ધાતો દુર જતો રહે સ્થિર નહીં સંસાર હું શું કરૂં? ૨૮
આ વેળા જગમાં મળ્યું મહતનું મારૂં ન તેમાં કંઇ,
તોયે માન્યું સદૈવ મારૂં મનમાં આશા ઉરે એ રહી;
વસ્તૂ સર્વ વિભૂતણી મમતમાં મારી ગણીને મરૂં,
એવો વસ્તુ વિષે સદૈવ દુખિયો સંસાર હું શું કરૂં? ૨૯
પ્રીતી ધારિ સદૈવ વસ્તુ ઉપરે સારી ગણી સંગ્રહું,

હું એ ભોગવવા ધરૂં ચિત્તવૃત્તિ કે પુત્ર માટે ધરૂં;
પુત્રો સ્થીર નહીં હું એ સ્થિર નહિ ના વસ્તુ, શું વાપરૂં,
એવો અસ્થિરતા વિષે ઠરિ રહ્યો સંસાર હું શુ કરૂં? ૩૦
મારા પુત્ર કલત્ર ભાડું સર્વે માતા પિતા મહેરા,
તે માટે કરિને અપાર શ્રમને સર્વે દુખો મેં હર્યા;
હું જો દુઃખવિષે મરૂં જગતમાં શું સુખ એને કહું,
મારાં માનિ દુખી થતું જગ બધું સંસાર હું કરૂં? ૩૧
આપે પૃથ્વિપતી છતાં દિન બની કંગાળ જાતે બનું;
હા! હું આ જગમાં હણાઇ દુખિયો એવું મુખે ઉચરૂં;
મારાથી અદકું ન કો જગતને સંતાપ નિત્યે સ્મરૂં,
એવો નિત્ય સમર્થ દીન દિલનો સંસાર હું શું કરે? ૩૨
વસ્તૂમાં સુખદુઃખના, મનમહીં હમેશ તાજું રહે;
બીજાનું તકપી ગણી નિજ તણું સંતાપ ને સંગ્રહે;
લાગે તાપ શરીરમાં હરનિશે સંતાપનો હું બળુ;
વસ્તૂ અન્ય તણી બળું હુ ચિતમાં, સંસાર એ શું કરૂં? ૩૩
રે'વાનું નહિ સ્થીર કોઇ અહિયાં અસ્થીર આડંબરે;
માને લાખ ભવો વિષે સ્થિર હતું કાનાશ ચિત્તે ધરે?
સ્વપ્નામાંહિ વિલોકતા અવનવા ભોગો રહ્યા ભોગવું,
છે એ સત્ય સદૈવ માનું મનમાં ના વાસના હું તજું;
જાગે છે ન જરાય નોતું કદિએ હોશેન એ ના સ્મરૂં;
એવો સ્વપ્ન સ્વરૂપ રોજ દુખિયો સંસાર હું શું કરૂ.? ૩૫
લાખો એક કમાયને અવરને કોડિ ન કામે મળે;
રાજી એક સદૈવ રે' હૃદયમાં બીજો બળીને મરે;
સુખી એક દુખી ગણે અવરને નેત્રો થકી ન્યાળું હું;
એવો આપ સુખે દુખે વસિ રહ્યો સંસાર હું શું કરૂં? ૩૬
સર્વે વ્યાપ્ત દિસે મને નજરમા ભઠ્ઠી ત્રણે તાપની,
લાગે છે સહુના ચુલા હૃદયમાં વાતોજ સંતાપની;
નાખે ઇંધન રોજ રોજ નવલાં ક્યાં શાંતી વાળી રહું;
એવો આ ત્રયુ તાપમાં ધસિ રહ્યો સંસાર હું શું કરૂં? ૩૭
રાજા કોઇ બન્યા દિસે જગતમાં, કો શેઠ કો રાંક છે,

કોને ના મળતું અનાજ જગમાં કોનો વડો વાંક છે;
કર્મોનાં ફળ ભોગવે જગત આ એમાં શું કેવું રહ્યું;
એવો કર્મ રૂપે રહ્યો વિલસતો સંસાર હું શું કરૂં ? ૩૮
થોડે કોદિ ધરાય ના ચિત વિષે વીશેષ ચ્હાતા રહે,
ઓછું જો પડિ જાય તો હરનિશે દાઝયા કરે અંતરે;
નાણું ના ખરચ્યું છતાં કરિ રહે ઓછું મને છે મળ્યું,
એવો ફોકટ છે છતાં વધુ ચહે સંસાર હું શું કરૂં ? ૩૯
સ્થીતી એક વિષે ગમે ન વસવું બીજું ચહે ઉર આ,
કંટાળી વળિ જાય ત્યાં ઘડીકમાં ત્રીજા તણા લોભમાં;
આપે દુઃખિ કરે દુખી અવરને ત્યાં શાંતિ શું ભોગવું,
એવો નિત્ય અશાંતરૂપ દિસતો સંસાર હું શું કરૂં ? ૪૦
સત્તા હોય નહી જરી શરિરમાં તોયે સદા દોડતો,
લેવા સૂખ સદૈવ આપ ચિતમાં બીજાથી મોટો થતો;
છે જાતે નિરમાલ્ય તોય મનમાં માનું વડું માન હું,
એવો માન અને મરે મમતમાં સંસાર હું શું કરૂં ? ૪૧
મારાં માત પિતા વડાં જગમહીં હું એ વડો સર્વથી,
મારૂં ઉત્તમ કુળ છે અવનિમાં સર્વે નિચાં હું થકી;
ક્યાંયે શભ થયાં વધૂ મુજ કુળે છે કોણ મારી સમું,
એવો ગર્વ વિષે ગુંથ્યો નિત રહે સંસાર હું શું કરૂં ? ૪૨
એવું નામ ધરૂં રહે જગ મહીં રાત દી નામના,
કો દી ના દુર થાય આ જગતથી યાદી કરે સર્વદા;
શોચે નિત્ય ચિતે ગમાર બનતો શું કામ હું આદરૂં,
એવો મોટપમાં મચેલ દીસતો સંસાર હું શું કરૂં ? ૪૩
રાજા દુખી દિઠા દિઠા અમિરને દુઃખી દિઠા શેઠિયા,
લાખોના રળનાર જોઇ દુખમાં જાણ્યા જગે વેઠિયા;
આવ્યા છે કરવા મજૂરિ ભવની તોયે ગણે શેઠ હું,
રાચી રોજ રહેલ ગર્વ ભરિયો સંસાર હું શું કરૂં ? ૪૪
સારૂં એક કરે બિજો ઝટ કહે એ છે નઠારૂં ખરે,
એવું યોગ્ય નથી તને જગતમાં એવું મુખે આખિ કે;
પોતે સર્વ કરે ચિતે શુભ બધે કો દીન કહેતો કૂડું,

એવો આપ વખાણમાં વળગતો, સંસાર હું શું કરૂં ! ૪૫
આજે એક ગયું, જશે જગતથી કાલે બીજું બાપડું,
આવે એક વળી બીજું ત્વરિત ચે પૂરી હૃદયે ગાબડું;
પાણી જેમ પ્રવાહમાં હરનિશે રહેતું સરીતા તણું,
એવો નિત્ય પ્રવાહ રૂપ દિસતો સંસાર હું શું કરૂં ! ૪૬
ખોટું તોય ખરૂં ગણે ચિતમહીં મ્હા કષ્ટ વેઠે સદા,
મેળે ના બહુ મેં'નતે જગતમાં આનંદ ના, આપદા;
દોડી રોજ મરે મૃષા મૃગ જળે ના તેજ દ્રષ્ટી તણું,
એવી અંધ સ્વરૂપ આંખ બનતી સંસાર હું શું કરૂં ? ૪૭
માતા ક્રોધ હણે પિતા ભગનિને ભ્રાતા સગાં સાગવાં,
ક્રોધે નાથ હણ્યા હણ્યા સ્વ સુતને એ રીત અંધા થયા;
સ્વાર્થે લાગિ રહે ચહે અવરને હોંશે હણે હું નણું,
એ દીસે છ હણાયલો અવરથી સંસાર હું શું કરૂં ! ૪૮
સર્વે સુખ ભજે તજે પ્રભુતણું એશાન આ જગ્તમાં,
મૂખે બોલિ બતાવતા સુજ્જનો ચાળા કરી ભક્તના;
ભક્તી ના લવલેશ ચિત્ત દિસતી, છે કાર્ય કુડાં કરૂં,
બાહ્યું ભીંતર પાપ શુભ ઉપરે સંસાર હું શું કરૂં ! ૪૯
સારૂં જાણ્યું સદૈવ ચિત્ત વસિયું છે નીચતાથી ભર્યું.
બીજા એ શુભ છે કહ્યું ઉપરથી તો ચિત્ત રાજી થયું;
દેખાડે દુનિઆંતણી નજરમાં સારૂં, કરે છે કુડું,
સારૂં ઉપર છે, ભરેલ નિચતા સંસાર હું શું કરૂં ! ૫૦
દીનાંતે ફરિને સહુ વનતણાં પક્ષી વસે કોટરે,
વીસામો લઇને વળી ફરિ જતાં પ્રિતેથકી જંગલે;
આવે જાય વળી જરી સ્થિર રહે એની દશામાં કશું,
તેં'તું ના સ્થિર એક રૂપ બનિને સંસાર હું શું કરૂં? ૫૧
સ્નેહથી સરિતા જતી નિધિ ભણી આનંદ લેવા ચિત્તે,
ઉંચે પાછી ચડી જતી નભમહીં જે બાષ્પરૂપે પ્રીતે;
થાતી, પાછિ પડી વળી જળરૂપે જાતી નિધીમાં લહુ,
એ રીતે જગમાં થતું સતત તો સંસાર હું શું કરૂં? ૫૨
સ્વાર્થે માન હિયે વળી મટી જતાં છે માન તો વેગળું,

જૂઠે ગુણું સદૈવ દેવ બનિને શાં કૃત્ય તેણે કર્યું;
સત્યે દૂર અસત્યમાં પ્રથમથી આવી વસે દીસતું,
એવું આ જગકાર્ય માત્ર દિસતું સંસાર હું શું કરૂં? ૫૩
તું મારો શણગાર સારૂં રૂપ તું તું કૂળનું ભૂષણુ,
શોભે તુથિ સદૈવ આ જગ બધું તુંમાં નથી દૂષણુ;
બીજા સર્વ હશે રૂડા તદપિ છે તુથી નિચાં હું ગણું,
એવું બોલિ છરી હણે ગરદને સંસાર હું શું કરૂં? ૫૪
ભક્તીભાવથકી કરે સહુ જુવે સૌ સત્ય આવી વસ્યું,
ટીલાંને ટપકાં કરે કરવડે, અજ્ઞાન દીસે ભર્યું:
જ્ઞાની માંહિ ગણાય હાય ન દિસે આજ્ઞાન આધું ખસ્યું,
જોનારા ગણતા પવિત્ર પ્રિતથી, સંસાર હું શું કરૂં? ૫૫
હુંમાં કાંઇક ભર્યું દિસે ચિત્તવિષે ધારી રહ્યો ગર્વમાં,
એવી પેરિ સદૈવ શીર ઉપરે મોટાઇની સર્વમાં:
આપે માન ન આપતાં અસુખ છે, માગે મુખે યોગ્ય હું,
છે નાલાયક તોય લાયક ગણે, સંસાર હું શું કરૂં? ૫૬
સુધા ન્હોય સુધા સમું, મુખ વદે ભૂલાવવા અન્યને,
નાદાનો ભુલિ જાય જોઇ ઉપલું રાખ્યુ હદે વિષ તે;
સુધા પ્રાશન કાજ મુર્ખ પગતા મ્હોડું કરી મોકળું,
આવે ઝેર મરે સુધાસમ ગણી સંસાર હું શું કરૂં! ૫૭
મારી શક્તિ અપાર પાર જરિ ના જ્યાં કોઇ પામી શકે,
ભૂલિ, ઇશ, હુંમાં સહુ વશિ રહ્યું એ મુર્ખ મ્હોંયે બકે;
સર્વે આપ વિના લહે અવરમાં છે કાંઇ ના સંગ્રહ્યું,
એવો સર્વ જુએ ભરેલ નિજમાં સંસાર હું શું કરૂં? ૫૮
આપે હોય અસત્ય તોય કદિયે માને ન કોની કને,
પોતે સત્ય પ્રવાહરૂપ દિસનો બિજા બધા નીચ છે;
ડાહ્યો આપ ગણે ભણે ગુરૂ વિના, આ સત્ય છુપાવવું,
સોનું ઉપરથી મહીં પિતળ છે સંસાર હું શું કરૂં? ૫૯
કીધેલો ઉપકાર કોઇ સમજે ના યાદ આપે કરે,
બીજાનો, નિજનો કરેલ લઘુ તે પ્રીતેથિ અગ્રે ધરે;
આપે નિર્દયતા ભર્યો હરનિશે તોયે ન ચિત્તે ચસ્યું,

પાપી આપ સ્વરૂપ દુષ્ટ ઉરમાં સંસાર હું શું કરૂં? ૬૦
વીશ્વાસીતણી ઘાતમાં નવ ગુન્હા, એવું ગણે અંતરે,
ફાંસી દે જગમાં ફસાવિ જનને પાપી બને ભીતરે;
હાથે લેશ દયાન જીવ હણતાં, તોયે દયામાં વસું,
એવું નિત્ય બતાવનો અધમ આ સંસાર હું શું કરૂં? ૬૧
દોડે દોટ કરી હમેશ સુખને શાંતી વિના ભેટવા,
બાળે ભીતર રોજ તોય જણવે ચિત્તે જરી દુઃખના;
હોળી છે સળગેલ નિત્ય હઇડે તોયે દિવાળી સમું;
દેખાડે સહુને સદૈવ અવળું સંસાર હું શું કરૂં? ૬૨
ફુંકે પ્હાડ ઉરાડતો જગતમાં ને વાણિથી વિશ્વ આ!
દ્રષ્ટીથી દરવાર દૂર ખસતા શૂરો નમીને સદા;
તેનો છે નહિસાબ આ જગમહીં, ત્હોયે બની મુર્ખશું,
ધારે છે નિત શક્તિવાન ચિતમાં, સંસાર હું શું કરૂં? ૬૩
સૌ જાતા નિરખે સદા જગતથી તોયે જવાનો નથી,
ધારી એમ સદૈવ ગર્વ ધરનો ફુલાઈ ચોપાસથી;
નિત્યે કામ કરે કુડું નિડરતા ધારે મને કોઇ શું,
ઉપાડી ન શકે કદી અવનિથી, સંસાર હું શું કરૂં. ! ૬૪
રે'તા કોન, રહ્યા નથી, નહિ રહે, એ ભાન ભૂલી ગયો;
પીધો છે મદિરા, બન્યો અવનવોએ ખેલજો મોહનો,
જેવું તેવું બકે નશે ઉર કશું, આ મોહ માદક તણું;
કીધું છે પુરૂં પાન ભાન ભુલતો, સંસાર હું શું કરૂં? ૬૫
નાચે જેમ નચાવતા જગતમાં ગારૂડિઓ વાંદરા;
નાખી બંધ ગળા વિષે હરનિશે સૃષ્ટિમહીં વિચર્યા,
દોરી હાય ગળે રહી લટકતી છેડો બિજા હાથ શું;
ત્હોયે નિત્ય સ્વતંત્ર મુર્ખ ગણતો સંસાર હું શું કરૂં? ૬૬
કેદી સર્વ બન્યા દિસે જગતમાં આ કર્મના ભોગના;
બેડી ઠોકિ ધર્યા દિસે ઘર વિષે આ વિશ્વ બ્રહ્માંડના,
ઇચ્છા અન્ય તણી ભણી નજર છે ના કાર્ય કૂડું રૂડું;
કોદીના કરવા તણો હક જરી સંસાર હું શું કરૂં? ૬૭
સત્તા છે નં લગાર તોયે ચિતમાં અંકાર ઉંચો વસ્યો,

સર્વે હું કરનાર છું ભવમહિં એ ખ્યાલ ખાલી કર્યો;
તું થી શું કરિ જો શકાય અહિયાં હાલે ન કો પાંદડું,
તોયે ગર્વ ભર્યો ગુમાનિ બનતો સંસાર હું શું કરૂ. ૬૮
પ્રાંશ્યું ઝેર બનેલ પ્રજ્ઞચિતમાં હાલો બીજા હું થકી;
છે ના આ જગમાં, મતી ઉંચી થઇ ઉંધે ઉધું જો નકી,
આવી લ્હેર દિસે હળાહળ તણી તોયે સુધા શું ગણું;
એવો વીષ સમાન, અમૃત ગણું, સંસાર હું શું કરૂં ! ૬૯
દેવું'ના દિલમાં ગણ્યું પ્રિય કદી લેવું સદા સર્વથી,
દેવું દુખ તમામને જગતમાં એ માનિયું ગર્વથી;
રાજી લેઇ થતો, તથાપિ રડતો ઓછું દિઠું આવતું.
ધારે એક મળે બિજું ગતિ સમું, સંસાર હું કરૂં ! ૭૦
હું મોટો કુળ છે વડું વળિ વધુ વિદ્યા તણો શોખિલો,
નાણાનો નહિ પાર સાર જગમાં હું થી બિજો ના ગણો;
સર્વે દ્રષ્ટિ વિષે અસાર દિસતાં કોને વડું હુંથી કો,
સર્વેથી હું વડો નથી અવરકો, સંસાર હું શું કરૂં ? ૭૧
બીજાથી વ્યહવાર રોજ નિભતો તોયે ગણ્યો આપથી,
સત્તા માનિ અપાર ચિત્ત ન ડર્યો કોદી કુડા કામથી;
દ્રષ્ટે દીઠું અસાર તોય ચિતમાં છે સાર રૂપે રહ્યું,
પ્રેરે છે શુભ આપમાં અધમ આ, સંસાર હું શું કરૂં. ૭૨

## માસીક મજાહના અધિપતિએ ખાસ પુછાવેલા પ્રશ્નો.

## "સતી શરણ નહીં થાય."

### દોહરા.

આભ ઉંડળ આવી શકે, પાતાળે પહોંચાય;
રવી રશ્મી અટકે છતાં, સતી શરણ નહિ થાય.
ન હોય તે નિપજી શકે, નિપજ્યું ઉજડ જણાય;
હીમ બને પાવક તદા, સતી શરણ નહિ થાય.
સુધા કરથિ કદિ વિષ ઝરે, બ્યંડળ વીર ગણાય;
શ્વાન સીંહરૂપ થાય પણ, સતી શરણ નહિ થાય.

ત્રૈલોકના રાજ્યે કદી, દરિદ્રથી દૂભાય;
યમ અહી દંડ હણે તદા, સતી શરણ નહિ થાય.
પાવસમાં પાવક પડે, રવિમાં તિમિર જણાય;
મીઠો મેરામણ બને, સતી શરણુ નહિ થાય.
ગજ દંતૂશળને ગ્રહે, સિંહ મૂછ ખેંચાય;
વજ્ર સહન નવનિત કરે, સતી શરણુ નહિ થાય.

## "આદમીનું તોલ એક બોલમાં પીછાનીએ."

### કવિત્ત.

રૂપીઆને પાણા સાથે પ્રીતથી પછાડી પછી,
સાચો ખોટો ચિત્તે પરો પારખી પ્રમાણીયે;
એક રંગ સંગ રહે અંગમાં ઉમંગ ધારી,
કોયલ કે કાગ રાગ સાંભળી વખાણીયે.
ગૂણી કે ગમાર દિલદાર છે કે દૂર્જન,
પ્રજ્ઞ કે અપ્રજ્ઞ પરખાય પટ વાણીયે;
દાદી દિલજાન વાણી શાણી માની લલ્લુની આ,
આદમીનું તોલ એક બોલમાં પીછાનીયે.

## "કનક ન થાય કથીર."

### દોહરા.

શુદ્ધ શુદ્ધતા જે હૃદય, ભરી, ખમીર અમીર;
દુરિજન કયમ દબાવી શકે, કનક ન થાય કથીર.
કામ રાગ અનુરાગ કરી, તજે મુર્ખ મર કીર;
ફિકર ન કીર ઉરે જરી, કનક ન થાય કથીર.
સદ્‌ગુણિની નિંદા કદી, દુરજન કરે ધરિ ધીર;
આખર સજ્જન શ્રેષ્ટ રહે, કનક ન થાય કથીર.
ઘુવડ છીંપા ને વાગળાં, ચિબરી ચક્ષુ વિહીન;
"રવિ નથી," કે'તો શું ગયું? કનક ન થાય કથીર.
સતી નારી નાગી ભમે, પે'રે ગુણિકા ચીર;
ચિતમાં ક્ષોભ જરા ન સતિ, કનક ન થાય કથીર.

દુષ્ટ સુણી દષ્ટે પડે, સજ્જનને બહુ પીડ;
દુષ્ટપણું સજ્જન નહીં, કનક ન થાય કથીર.

## "દાદી દુષ્ટ ગણી છે દારા."

### ચંદ્રાવળા.

દાદી દુષ્ટ ગણી છે દારા, આવ અંતથી ધાર;
રાવણ કૈરવ કીચકિચકના, કુળ તણો સંહાર;
કુળ તણો સંહાર થયો છે, કરણુ રાજ તજિને રખડયો છે,
સહ્યા બહુ શિર દુઃખના ભારા, દાદી દુષ્ટ ગણી છે દારા.

## "કુદરત કરશે કામ."

### દોહરા.

આંબામાં આંબો ધરે, શ્રીફળમાં જળ જામ;
અંડ જીવ સમ અગમ બહુ, કુદરત કરશે કામ.
જળ થળ થળ જળ પલકમાં, ગુરૂને લઘુ તમામ;
નાનાનું મોટું કરી, કુદરત કરશે કામ.
અક્કલ જ્યાં અટકી પડે, શુરની રહે ન હામ;
તે સ્થાને સરવે સુલભ, કુદરત કરશે કામ.
શકતી વખત વિચારને, પાછળનું પરિણામ;
મહાન મદદ તેમાં દઇ, કુદરત કરશે કામ.
થાવાનું નક્કી થશે, વે'લું મોડું તમામ;
માત્ર નિમિત્તરૂપે તું તો, કુદરત કરશે કામ.
હું કરૂં એ ગર્વિષ્ટ કહે, તું નાદાન તમામ;
માતુ ઉદર પોષણ તણું, કુદરત કરશે કામ.

## "દુનિયામાં દિલજાન, જીભ જુઠાની જાડી"

### કુંડળીઓ.

જુઠાની જાડી જિભે, લાખો બોલ લવાય;
સુજ્ઞ તણા દરબારમાં, સાચો સન્માનાય,
સાચો સન્માનાય, રવી ઉલુકની પેઠે;

ઉલુક કહે રવિ છે ન, દીનકર સરવે દેખે.
સાક્ષી ઘુવડના ચોર, છિપાં, ચિબરી, કે' રૂડી,
દુનિઆમાં દિલજાન, જીભ જૂઠાની જૂઠી.

## "પ્રેમ પરસ્પર વ્યર્થ."

### દોહરા.

દ્રષ્ટી પડે દુખ ઉપજે, એથી સરે ન અર્થ;
સીંહ અજાનો સૃષ્ટિમાં, પ્રેમ પરસ્પર વ્યર્થ.
અદેખાઇ આલમ તણી, ઉરમાં ચહે અનર્થ;
તેને પ્રેરે પ્રજા ગમ, પ્રેમ પરસ્પર વ્યર્થ.
મીની મુશકને મારવા, છે સર્વદા સમર્થ;
સમજાવટથી કયમ શિખે, પ્રેમ પરસ્પર વ્યર્થ,
નાદારી નર જે ગ્રહે, આપ હોય અસમર્થ;
તેને રણભુમિ રંગનો, પ્રેમ પરસ્પર વ્યર્થ.
શિખ શાણા થાકે દઇ, એથી સરે ન અર્થ;
ધર્મી અધર્મીનો ગણો, પ્રેમ પરસ્પર વ્યર્થ.
જેણે અર્પ્યું અંગ આ, દેશ હીતને અર્થ;
એ નરને જીવન તણો, પ્રેમ પરસ્પર વ્યર્થ.
લાયકને લાંચોડિયો, સજજન અને સમર્થ;
દારૂ ને વળી દેવતા, પ્રેમ પરસ્પર વ્યર્થ.
કુગામિને કુલટા ત્રિયા, ઉરમાં ચહે અનર્થ;
તે સંગે સતિ શાણિનો, પ્રેમ પરસ્પર વ્યર્થ.
રહ્યું તથી રહેશે નહીં, સેવ્યે સરે ન અર્થ;
જિવ જડ પદાર્થનો જગે, પ્રેમ પરસ્પર વ્યર્થ.
એક ઉરે અતિ ચાહના, અવર ચાહ અસમર્થ;
એવા ઉરનો અવનિમાં, પ્રેમ પરસ્પર વ્યર્થ.
દહન થાય દૃષ્ટિ પડે, સંગે સરે ન અર્થ;
ઉભય તણો અવની વિષે, પ્રેમ પરસ્પર વ્યર્થ.

## "ક્રોડ ઉપાય કરે નર પાવન પાપ તજે મરતાં કદી પાપી."

### સવૈયા.

કેમ તજે તનથી બુરિ ટેવ શકે અકુમેવ કદી શું ઉથાપી,
થાપિ શકે ન કદી સ્થિરતા ચિત અસ્થીરતા ઉરમાં રહિ વ્યાપી;
પાપ પયોધિવિષે પડિયો ચડિયો લહરે શું શકે નર માપી,
ક્રોડ ઉપાય કરે નર પાવન પાપ તજે મરતાં કદી પાપી.
પાપ પ્રતાપ પુરો પરખ્યો હરખ્યો તજવા ચિતમાં શુધિ વ્યાપી,
વ્યાપિ રહી સ્થિરતા સ્થુળ ભીતર અસ્થિરતા ઉરમાંથિ ઉથાપી;
થાપિ હણી શિર પાપ તણે પછિ પુણ્ય રૂપે પ્રતિતી ઉર થાતી,
ક્રોડ ઉપાય કરે નર પાવન, પાપ તજે? મરતાં નહિ પાપી.

## "જુઠો જરનો જોર."

### દોહરા.

શ્રીમત્ત શ્રીમંત થઇ, કાં ધર જુલમી દોર;
લાખો જો ભૂમાં ભળ્યા, જૂઠો જરનો જોર.
પલકારો ખદ્યોતનો, વા વાદળનું જોર;
ટકે જેટલી વાર ત્યમ, જૂઠો જરનો જોર.
શૂર ગણીને આપને, અવર ન ગણ કમજોર;
નિશો ચડયો તુજને નકી, જૂઠો જરનો જોર.
માદક માયાનો ચહી, શાહ, ગણે કાં ચોર?
તોર નહીં કોનો નિભ્યો, જૂઠો જરનો જોર.
જુલમ ન કર જાલમ બની, જવું અંધારે ઘોર;
ત્યાં તારો કયાં ચાલશે? જૂઠો જરનો જોર.
પળમાં પળવું પડયું મુકી, પ્રાણ રહે નહિ પ્હોર;
તુજને રાખે કોણ ત્યાં? જૂઠો જરનો જોર.



# કાવ્ય-સંવાદ.[1]

## મહુવાવાળા કવિ લલ્લુભાઇ કાળીદાસ ઓઝા જોડે મી. તારાપોરવાળાને ચાલેલા

### પ્રશ્નોત્તર.

("લલ્લુ સતશાઇ" તથા "કાવ્ય પ્રભાકર"ના કર્તા કવિ લલ્લુભાઇ કાળીદાસ ઓઝાનું નામ કવિતાના શોકીનોમાં અજાણ્યું નથી. 'ઔષધો શરીરમાં જેટલી અસર કરે છે, તે કરતાં વાણીની અસર ઘણી જબરી થાયછે. બોલની અસર વિજળી કરતાં વિશેષ છે." આ શબ્દો જે ધણીએ પંડે વાપર્યા હોય, તેધણી તેની મહત્વતા નહિ સમજે એ અસભવિત છે. કવિ લલ્લુભાઇની કવિતામાં કુદરતિ મિઠાસ, કુદરતિ-જોસ્સા અને કુદરતિ જડ=ઝમક છે. ગુર્જર કવિઓની જે હારમાળા અમે રજુ કરવા માંડી છે, તે હારમાળામાં કવિ લલ્લુ એક અલૌકિક રત્ન ગણાશે. કુદરતી-કવિત્વ-શક્તિના જોસ્સા આગળ કાવ્યના કાયદાની દર્કાર ન રાખનારા એક કવિ તરીકે અમારા મિત્ર કવિ ગણપતરામ રાજારામ ભટ્ટ પછી આ કવિ બીજા છે. એક કુદરતિ કવિ પોતાના કુદરતિ વિચારોને કદી અટકાવતો નથી, જે પગલે ચાલનારાઓમાં આજ સુધી અમે ઉપલા બે ગ્રહસ્થોને જોયા છે. અમો પોતે પણ કવિશ્વરો ગણપતરામ તથા લલ્લુભાઇના વિચારોની પક્ષના છીએ, પરંતુ એક વિચારથી જૂદા છીએ કે કુદરતિ જોસ્સાઓને ન અટકાવતાં કાવ્ય પ્રસાદી કાયદા કરનાર કવિની ખરી બલિહારી છે. આજે કવિ લલ્લુભાઇ જોડે ચાલેલો "કાવ્ય-સંવાદ" રજુ કરતાં શોકીન વાંચકોને નમ્ર અરજ છે કે દરેક પ્રશ્નવાળો દોહરો અને તેનો કવિએ આપેલો જવાબ અનેકવાર ચીપી ચીપીને વાંચતાં કાવ્યામૃતની ખરી લેહઝત કયાં છે તેનો આપ મેળે આભાસ થશે.)

### દાદી પ્રતિ ઉક્તિ.

#### (છંદ વિજય.)

સંશય ચિત્ત વિષે ન રહે જરિ વાંચિ મટે મતિ હોય વિવાદી,

---

[1] માસીક મજાહ જાનેવારી ૧૮૫૮

વદિ અને પ્રતિવાદિ થવું નહિ એ ઉરમાં ધરવી જન યાદી;
ફૂલિ ફરેન ભુલી ભવમાં જરિ ચાખિ સુનીતિ તણીજ પ્રસાદી,
દાહિ ખમે દુરગુણ સહૂ દૂર વાંચિ વિવેકિ, બને ન પ્રમાદી. ૧
નમ્ર રૂડાં વચનો દિસતાં સુખિ થાય વધૂ સુણતાં મતિ સદી,
સંગત સંત તણી કરવા હરવા તનથી કુમતી તણિ બાદી;
સાદિ શિખામણ શુભ કરે નિત કોઈદિ ભુલાય નહિ, રહિ યાદી.
અર્પણ એથિ ઉમંગ થકી કરૂં લલ્લુ પ્રિતેથિ તને પ્રિય દાદી. ૨

## પ્રશ્ન ૧ લો—દોહરો.

વિવેક વ્હાલો કોણને ?-સજ્જનનો શો ધર્મ ?
કોણ વચન લોપે નહીં ?-કિયું દુષ્ટ દુષ્કર્મ ?

## ઉત્તર ૧ લો—દોહરો.

વિવેક વ્હાલો વિદ્ગજન, સજ્જન સહુ સુખ કર્મ;
નમ્ર વચન લોપે નહીં, પાપ દુષ્ટ દુષ્કર્મ.

## પ્રશ્ન ૨ જો—દોહરો.

ધીર વીરનો ધર્મ શો ?-પરગજુ કયો પ્રયાસ?
કોણ ન મૂકે કોઇને ?-કઇ નારીનો નાશ ?

## ઉત્તર ૨ જો—દોહરો.

દિન રક્ષણ ધીર વિર ધરમ, પરગજુ શુભ પ્રયાસ;
પાપ ન મૂકે કોઇને, કુલટા કાંતા નાશ.

## પ્રશ્ન ૩ જો—દોહરો.

ઉત્તમ કવિનું કામ શુ ?-પ્રબળ કોણનો પ્યાર ?
કોણ શરણ સર્વેશને ?-ઉરમાં કોણ ઉદાર ?

## ઉત્તર ૩ જો—દોહરો.

શુભ રસ્તે સૃષ્ટી પળે, એ દેવો ઉપદેશ;
ઉત્તમ કવિનું કામ એ, જેમાં દોષ ન લેશ.
ચાકર, સુત, સ્ત્રી ભ્રાત ને, ભગની સુતા સુમિત્ર;
એ સહુ પ્યાર પ્રબળ છતાં, માતુ પ્યાર વિચિત્ર.
સૃષ્ટિ શરણ સર્વેશને, દૂર ન જેથિ લગાર;
ઉદાર ઉપર સકળ જન પણ કવિ ઉર ઉદાર.

### ઉત્તર ૪ થો—દોહરો.

ભય કોને ભગવાનનો ?—કોણ મૂરખનો રાય ?
ડરે કોણ નહિં દેવથી ?-કોનાં જર જશ જાય ?

### ઉત્તર ૪ થો—દોહરો.

પાપીને પ્રભુ ભય ઘણો, પાપ કરી પસ્તાય;
પણ સજ્જનને સહુથિ ભય, પાપ પથે ન પળાય.
પરહિત સ્વહિત ન સાચવે, શુભ ન કર્મ સધાય;
ગાળે આયુષ્ય અનિતિમાં, તે મૂરખનો રાય.
ડરે ન દેવથિ નેક નર, સ્મરણ કુકર્મ ન ચીત;
જાશે જગ જખ મારતાં, વ્યભિચારી જશ વીત.

### પ્રશ્ન ૫ મો—દોહરો.

કહિયે કાયર કોણને?-કિયા પુરૂષને શૂર?
જગમાં ભુંડો કોણ છે?-કઇ નારીને નૂર?

### ઉત્તર ૫ મો—દોહરા.

શુભ કામ ન સાધી શકે, દિન પારે નવ ધાય;
શક્તિ છતાં શુભ નવ કરે, તે કાયર કહેવાય.
ગા, ગોરીને, ગરિબની, વારે વે'લો ધાય;
દેહ તણી દરકાર નાહ, તે શુર નૂર મનાય.
સર્પ, સીંહ, વૃશ્ચિક વધુ, ભવમાં ભુંડાં ભણાય;
ભુંડો સહુથી ચાડિયો, વચને જન વધ થાય.
તેજસ્વી તારા ઘણા, વળિ ચંદા ને સૂર;
એથી પણ શોભે અધિક, સતિ શોભા સુખ નૂર.

### પ્રશ્ન ૬ ઠો—દોહરો.

નાથ નિરંતર ક્યાં વસે ? ભજે ન કોને ભીડ ?
લેશ લાજ નહ કોણને ? સુખિયું કયું શરીર ?

### ઉત્તર ૬ ઠો—દોહરો.

નાથ નિત્ય સઘળે વસે, સંતોષિને ન ભીડ;
લાજ ન જરી કુલટા ઉરે, સાજું સુખી શરીર.

### પ્રશ્ન ૭ મો—દોહરો.

સર્વોત્તમ સુખ શા વિષે ?-ધરે કોણનું ગાન ?
મન મજબૂત નવ ક્યાં રહે ?-કઇ નારી નાદાન ?

**ઉત્તર ૭ મો—દોહરો.**

સર્વોત્તમ સુખ સંપમાં, ધટે આળસુનું જ્ઞાન;
મરણે મન મજબૂત નવ, કુલટા સ્ત્રી નાદાન.

**પ્રશ્ન ૮ મો—દોહરો.**

નાશવંત કવિ! કોણ છે?-કોના મનમાં કહેર?
કઇ રસના રાજી કરે?-વળિ કઇ પીરસે ઝેર?

**ઉત્તર ૮ મો—દોહરો.**

નામ રૂપનો નાશ છે, કુકર્મીને મન ક્હેર;
શુભ રસના રાજી કરે, અશુભ આપે ઝેર.

**પ્રશ્ન ૯ મો—દોહરો.**

સજ્જન કહિયે કોણને?-દુર્જનનો શો દોષ?
કઇ વનિતા વશ વ્હાલથી?-કઇ રમણીને રોષ?

**ઉત્તર ૯ મો—દોહરો.**

સહુ સુખ ઇચ્છે તે સજન, દુરજન અશુભ દોષ;
વ્હાલ વચનથી વશ સતી, કુલટા કાળજ રોષ.

**પ્રશ્ન ૧૦ મો—દોહરો.**

શાથી સહુ સુખ સાંપડે?-શાથી દળદર દૂર?
લોચન વિષ ક્યાં ઉપજે?-શું સાધે નર શૂર?

**ઉત્તર ૧૦ મો—દોહરો.**

સકળ સુખ સંતોષમાં, પરિશ્રમ દળદર દૂર;
અરિ જોઇ લોચન વિષ ઝરે, સાધે પર સુખ શુર.

**પ્રશ્ન ૧૧ મો—દોહરો.**

પંડિત પરવશ થાય કે?-કોણ મુરખનો મિત્ર?
કોણ દ્રવ્યનો દાસ છે?-કોનાં વચન વિચિત્ર?

**ઉત્તર ૧૧ મો—દોહરો.**

પંડિત પરવશ જ્ઞાનથી, પાજી મૂરખ મિત્ર;
લોભી દ્રવ્યનો દાસ છે, શિશુનાં વચન વિચિત્ર.

**પ્રશ્ન ૧૨ મો—દોહરો.**

દુનિઆં ક્યાં દોડે કહો?-ભાખે કોણ ભવિષ્ય?
કવિ લલ્લુ સમજાવશો?-થવું કોણના શિષ્ય?

## ઉત્તર ૧૨ મો—દોહરો.

દુનિઆં દોડે સ્વાર્થમાં, ભાખે કામ ભવિષ્ય;
દાદી દુનિઆમાં થવું-ધટે સરસ્વતી શિષ્ય.

## નાથનાં નેણાં.

ગરબી.

"દેખો દેખો સખીરે ડોલરિયો કાળંદરીને કાંઠે ઉભોરે." એ રાગ

સખી જોને મારા સમ ઝાંખી, નેણાં નંદલાલનાં જીરે;
જેણે ભરમાવી ભુરકી નાંખી. નેણાં. ટેક
ચપળ ચકોર ચારે દિશાએ ન્યાળતાં;
આંજેલાંને અણીયાળાં. નેણાં. ૧
આતુર કરે વિરહાતુર ચતુરને;
હેતુ જોવાને હોશીલાં. નેણાં. ૨
પ્રફુલિત પદ્મ સમાણાં પેખાય છે;
ઝાઝા જાદુથી ભરેલાં. નેણાં. ૩
ઝાઝી ચતુરાઇએ ચિત હરી લેતાં;
જોને ઠાવકાં થઈને ઠરેલાં. નેણાં. ૪
ત્રાંસી નજર કરી નેહેથી ન્યાળતાં;
આપે ભરેલ અમીવાળાં. નેણાં. ૫
જેને જોવાથી જગ જોવું ગમે નહિ;
પ્રેમ તણો પાશ નાખનારાં. નેણાં. ૬
જેને જોયા વિના બહાવરી બનીશું;
મારૂં ચિતડું ખચીત ચોરનારાં. નણાં. ૭
હેતુની ભીડ ભાંગવાને હોંશીલાં;
એવાં કુટીલ કલેજું કોરનારાં, નેણાં. ૮
સુધા સમાન ભરી શાંતી કટાક્ષમાં;
મારૂં દ્રષ્ટીમાં દીલ ખેંચનારા. નેણાં. ૯
સ્વર્ગ અપવર્ગની સહુ તણા ચિતની;
લલ્લુ લાલચ ટાળનારાં નેણાં. ૧૦

## વચનામૃત.

ચારી જાઉં નગીના નંદનારે, તારી મીટમાં મોહનવેલ;

વંદ્રાવની વાટમાં કરતો, ગોવ'ળીયાશું ગેળ. વારી. ટેક.
જળ જમુનાનાં હું ગઇરે, મારે માથે જળની હેલ;
ત્રાંસી આંખે નીરખી, મારૂં કાળજડું કોરેલ. વારી.
પ્રાણજીવનની પ્રીતડીરે, એની જીવડલા શું જડેલ;
ખુટા ખીલોરી કાચનારે, નથી સાંભળ્યા સુરા પડેલ. વારી.
પ્રીતમ ધાગા પ્રીતનારે, ગળે નંદ કુંવર નાંખેલ;
તાણતાં તૂટી જાય છે, દિઠો મેં ખરાખરીનો ખેલ. વારી.
ધગતી'તી ત્રણ તાપથીરે, બ્યત્રસસાય થડી વીટેલ;
શાંત સુધા સમ થઇ રહીરે, જોઇ નાથના નેણનો મેલ. વારી.
આવજ્યો મારે આંગણેરે, કાંઇ છોગલાં મેલી છેલ;
બલ્લુ નેણાં લાલચુ મારાં, નાથ સાથે લાગેલ. વારી.

## સુતેલા પતિને.

### "ઉઠિ પ્રભાતમાં સમરીયે શ્રી ગણેશ દેવા."

ઉઠની નાથ ઉઠની નાથ શું રહ્યા રિસાઇ,
ન ઘટે તુજ હૃદય નાથ આવી કઠીણાઇ. ઉઠની. ટેક.
મુજ અનાથ સાથ નાથ ન રહો રીસ સાંહી;
અબળાનું શું જોર રહે દુઃખમાં રિબાઇ. ઉઠની. ૧
વશિ શું નાથ હૃદય માંહિ મારિ કુટીલાઇ;
કે ગયા શું નાથ અન્ય નારિમાં ફસાઇ. ઉઠની. ૨
પ્રથમ પ્રીત કરિ ઉચીત ચિત્ત ચોટયું જ્યાંઇ;
થઇ હવે વિપ્રીત હીત ચિત્તમાં ન કાંઇ. ઉઠની. ૩
મુખકમળની વાણી જાણવા અતિ અધિ ાઇ;
પણ વદો ન વે'ણ પ્રાણ તેથી રહું મુંઝાઈ ઉઠની. ૪
અમી ઝરંતી આંખ ચિત્તમાં અતિ સહુકાઇ;
શુદ્ધ પ્રેમ ચમકતો શું ચક્ષુમાં છુપાઇ. ઉઠની. ૫
કનન સમ સઘળું દેખું આનન ત્તણ આંહીં;
ઉજડમાં અથડાઉં તદપિ સુજ ન પડે કાંઇ. ઉઠની. ૬
મન કમ વચને કદાપી નાથ ચુકી નાંહી;
તદપિ વશ્યો વાંક વપૂમાંહિ એ નવાઇ. ઉઠની. ૭

હુ છું નિરાધારના, આધાર અખિલ માંહિ;
આપ છો અવશ્ય, એમાં સંશય ન કાંઇ. ઉઠની. ૮
કૃપા કટાક્ષ કંથનું ન, એજ કષ્ટ આંહીં,
વિરહ અગ્ની નાથ વપુમાં રહે છવાઇ. ઉઠની. ૯
કુસુમ સમ ફરો સુબોધ, ના વિરોધ કાંઇ;
આપતા ઉમંગથી રસબસ હૃદય ભરાઇ. ઉઠની. ૧૦
લટકતી સુચાલ વાંલ ઉપજે હૃદય માંહિ;
નયન નમૃતાથિ નિરખી રહે જળે ભરાઇ. ઉઠની. ૧૧
નવ સગાંનો પ્યાર કરે આપનિ સરસાઇ;
માત્ર મુખ ઉપરથી વ્હાલ એથી રહું રિબાઇ. ઉઠની. ૧૨
સાસુ શ્વસુર દિયર જેઠ, માત તાત ભાઇ;
સૃષ્ટિમાં એ સહુની સાથ સ્વાર્થની સગાઇ. ઉઠની. ૧૩
નિરખી શું પ્રિય નયન નાથ મારી બે વફાઇ?
માફ કરો હું અજાણુ સમજ નહિ કાંઇ. ઉઠની. ૧૪
તુજ વિયોગનો પ્રયોગ દીલમાં દુખદાઇ;
છે અયોગ્ય તદપિ ભોગ્ય ધારી રહ્યા સાહી. ઉઠની. ૧૫
ભોળું હૃદય ભામનિનું રે' દુખે રિબાઇ;
પ્રાણનાથ લટ્લુ રહો ગોદમાં લપટાઇ. ઉઠની. ૧૬

## નાથને વિનતી.

પતિથી વિખૂટી પ્યારા પ્રેમદા રહેલ;
કામની તે કંથજી છે કલંકે ડુબેલ,
શાણા શાયબાજીરાજ આવડો શો વાંક અબળાનો વસ્યો રાજ. ટેક ૧
સ્નેહ કરી સ્વામિ છોડવી ન ઘટે આજ,
અંતરમાં આપદા તે કેતાં આવેલાજ. શાણા. ૨
આપથી અંતર રાખી કર્યું શું કુકાજ,
જીભે વસ્યું હોય ઝેરતો કાપી નાખો આજ. શાણા. ૩
ભામનીની ભુલ હૈયેધરોના ભરથાર,
માફ કરી માનુનીને કરો અંગીકાર. શાણા. ૪
વિષમ છે દુખ વિયોગનું વિશ્વમાંય,

ઓલાયના આપદા નેઠાળી થાય કાય. શાણુા. ૫
અંગનાએ અંતરમાં રાખીને આધાર,
હેતે પ્યારા હાથ આપ્યો, ચોરીમાં એકવાર. શાણુા. ૬
જાણતજો આમ તો અરપત નહિં અંગ,
ઠગ જો જાણેતતો કરત નહિં સંગ. શાણુા. ૭
નારી અવનિમાં નિરાધાર ગણાય,
નાથજો સંભાળ તેની રાખે ના જરાય. શાણુા. ૮
સંભળાવો વાંક મારો સ્વામીજી આવાર,
ફરી વાર કદી ગુનો ના કરૂં ભરથાર. શાણુા. ૯
સ્વામીની આજ્ઞામાં રહેવું નારીએ હમેશ,
ટંટો કરી કોય દાહાડો કરવો ન કલેશ. શાણુા. ૧૦
શાસ્ત્રમાં શામાના એવા ધરમ કહેલ,
કુમારજા જાણવીજો ધર્મથી ફરેલ. શાણી. ૧૧
તજવીન ઘટે સ્વામી ગોરિને ગુણવાન,
લલ્લુ પ્યારા શીખ આપો ધારૂં તે હું ધ્યાન. શાણુા. ૧૨

## રિસાયલા પતિને.

શામ શાને નથિ આવતા મારી શેરી,
તલપતાં આ નયન જોવા હેરી હેરી. શામ. ટેક
ગુણવંતા શું ગુમાન ધર્યું છે, કે મારી જેવી ઘણેરી:
આવી મળી અલબેલા આપને, એણે મતી શું ભંભેરી. શામ.
આતુર છે આનન જોવા આ નેન, ચાતુર ચિંતા ઘણેરી;
વિકસે કમળ આપ રવિ મુખ નિરખી, રવિને શું રિસ કોઇએ પ્રેરી. શામ.
દર્શન વિણ નથી પરસન હૃદયે, એવી સજડ આપ કેરી;
ચોંટી છે પ્રીતી શામ આ છાતીમાં, એ દુઃખે ફરૂં ઘેરી ઘેરી. શામ.
દેદાર દેખવા આ દુખી આંખને, સ્નેહ ભર્તિયે ભંભેરી;
અવલંબન કર્યું એટલું આપે, એથી રે' આંખ તરેરી. શામ.
વિષ સમ વિશ્વ સકળ મુને લાગે, આગે બળું ફેરી ફેરી;
લલ્લુ પ્યારા શું ધ્યાન ન આપો, આ,નૃપ ગંડુ નગરી અંધેરી. શામ.

ગરબી.

શાને માટે રીસાણા, સલૂણા શાને માટે રિસાણા;

કૂડા શું બોલ કહેવાણા. સલુણા.
સ્વામીજી છો શિરછત્ર અમારા, પ્રાણ થકી પ્યારા જાણ્યા. સ.
દરશન વિના હું દિવાની ભમુંછું, રોશે રામા શું ભરાણા. સ.
ભરમ ભર્યો કોઇએ ભરથાર ભીતર, સંદેહ આવ્યો શું શાણા. સ.
લોચનમાં જરી વ્હાલ ન દેખું, લેખું ભીતર ભૂલવાણા. સ.
આજ્ઞાથી ઉંધું આચરણ નવ આચરૂં, તોય રઢ લાગી શું રાણા. સ.
લલ્લુ પ્યારા સુખ લાખ ટકાનું, માણો, છો શાણા કથાણા. સ.

## વિદેશી પતિને.

### લાવણી.

દીલદાર દયા શું ન ધરી દીલ દારાની,
સંકટની ખબર ન પડી કદી મારાની; ટેક.
જે દિવસથી નાથજી ગયા તજી દારાને,
કરૂં યાદ દુખી દીલ બની રોજ પ્યારાને.
નાવ્યો સંદેશો શામ એક મુજ પાસે,
કુશળતા જાણિ ન કંથ તેથી દિલ ત્રાસે;
ક્યું નગર દિપાવ્યું નાથ વસી ત્યાં વાસો,
કટકો લખિ કાગળ શામ દીધો ન દિલાસો,
હૃદયે સાલે છે રોજ પ્રીતી પ્યારાની. દી.
આતુરતા ઉરમાં અધિક મુખ જોવાને,
મળિ વાત હૃદયની કરી દુખ ખોવાને;
એ શુભ દીનની હું હોંશ દીલમાં ધારૂં,
દીન એક વિષે દશવાર શામ સંભારૂં.
એ વિણ શું જોર અધીક અમારૂં ચાલે,
રડિ રહીએ નાથ વિયોગ વપુમાં સાલે;
પીડ જાણી પધારો પિયુ હૃદય મારાની. દી.
કુમુદનું કાળજ્યું સદા ચંદ્રમા કોરે,
ચાતકનું ચિતરડું તેમ જ઼ષાજળ ચોરે;
બે દુખિયાં મિત્ર વિયોગ થકી રે' રોજે,
પણ પિડા ખરિ કદિ મિત્ર હૃદય નવ ખોજે.

ત્યમ પોયણુ પ્રીયનું નામ જપે નિત્ય મુખે,
નહિ પોયણુને પ્રિય વસે વિદેશે સુખે;
એ કલમ કંથ નવ હોય ન્યાયિ ધારાની. દી.
છે ન્યાયી નરનું નૂર થર શુભ કામે,
વિદ્યા વિનયે ભરપૂર જણાયા નામે;
નીતીના નિયમે નાથ, ચિત ભોળાણું,
વરી તેથિ ધરીને વ્હાલ, હાલ આ ટાણું.
નથી ઘટતું નાથજી વધુ વિદેશે રહેવું,
કરી કૃપા સુદર્શન નાથ નારિને દેવું;
પિડ કરો દુર વશિ પાસ પ્રીય દારાની. દી.
છો ચોખ્ખા દિલના શામ તોય અંદેશો,
રહે છે મુજ મનમાં અધિક માહિ એ દેશો;
શું અન્ય નારિએ નાથ ભમાવ્યા તમને,
ગુણુ વસ્યા તેહના તજ્યાં અગુણિ ગણી અમને.
ન ઘટે તરછોડવિ નાથ હાથ ગ્રહી દારા,
હક લુંટાતો જોઇ અંગ ઝરે અંગારા;
પારખવિ પડે પ્રિય પીડ પંડ મારાની. દી.

## પરદેશ ગયેલા પતી પ્રત્યે.

હું પ્યારા તુજ ભાવની ભૂખી, કાગળ ન લખ્યો કટકો,
પ્રથમ પ્રીત લગાડિને પ્યારા, પ્રીતમ શાને પટકો. હું પ્યારા ટેક.
વિયોગનું દુખ દિલમાં લાગે, વેણુ વીંછીનો ચટકો;
વેદના વંઝા કેમ પીછાને, પ્રસુતાને ઉર ખટકો. હું પ્યારા.
હાય લગાડી હેતની હૈયે, શામ શાને હવે છટકો;
છેડું પાડે કેમ છૂટાશે, અડ બાંધિકાં અટકો. હું પ્યારા.
આમ આમળથી નોતું જાણ્યું, જે મનમાં હોશે મટકો,
નહિતર નાથ જવા ન દેવાને, ખંતથી રાખત ખટકો, હું પ્યારા.
આમ ભૂલ્યા તમે સુંદરીને કે, આપ ભૂલ્યા પછી ભટકે;
ભટકોમાં તમે લાલચે લલ્લુ પળ વિદેશે ન ટટો. હું પ્યારા.

# માનવતિને.

## ગરબી.

ભાગો તમે અલબેલી, અબોલા ભાગો તમે અલબેલી.
કોમળ કાળજડું કઠણ થયું કયમ;
પ્રીત ચિત્તથી વિસારી મેલી. અબોલા.
નેહ નયનમાં નૃત્ય નિત્ય કરતો,
થાતી પતીપર ઘેલી. અબોલા.
પ્રેમદાના ધર્મ પ્રેમ રાખ્યાનો,
હેતે દિવો શું હડશેલી. અબોલા.
અંતરમાં અવગુણ કેમ ઉતર્યો;
કે શીખ દીધી સાહેલી. અબોલા.
વારે વારે સમજાવી કહુછું;
માનતી નથી મન મેલી. અબોલા.
ચડાવી ચતુરા કોપરે છળીને,
ધીંગાણા કરતે ધરેલી. અબોલા.
લલ્લુ કહે નથી રોષમાં કંઇ સુખ,
વાત કહું છું આ છેલી. અબોલા.

# વનનો ભમરો.

## સ્રગધરા વૃત.

દીઠો છે કોઇ કાળે ચતુર ભ્રમરને રાખમાં લોટતાં તો,
ચારે સાથે મળી છે સરિતતટ વિષે બોલિ સાહેલિ ત્યાં તો;
છેના પુષ્પો સુવાસી વિટપ નહિ જહાં મોગરોને ગુલાબો,
ચંપો જાઇ ન બેકે કુરૂબક બકુલો એ છતાં મોહશાનો; ૧
બોલી બાળા પ્રિતેથી અહિહતિ પુરવે કેતકી ગંધ વાળું;
દા’લાગ્યો તો અચીંતો વન બળિ ગઇછે માનિ ભૃંગે રૂપાળી,
વા’લે વીંટાયલો છે જબર દિલ થયું દુઃખ વીયોગ કેરૂં;
આળોટે ગોતવાને ગુણિયલ પ્રિયનું સ્થૂળ જે ખાખ ભેળું, ૨
દાહે જ્યારે જળાવી પ્રિય વધુ ઝડપી ભૃંગ ભાગી ગયો ક્યાં ?

મોટી રાખે હવે શું મધુકર કરશે પ્યારની રીત એના;
જ્યારે પ્યારી જળી છે દહન દિલ કરી ભૃંગ ત્યાં પાસ નો'તો,
અગ્ની લાગી અજાણી ઘડિક દુર ગયો ભુલ એ શોચનોતો; ૩
આવી પાછો હવે એ પ્રિય વધુતનનાં હાડ શોધે છ સ્નેહે,
રૂડી થાવા ગતીને ભગિરથિ તટમાં લૈ જવા સ્નેહિ શોચે;
બાળા બોલી ઉઠી છે મધુકર સમિપે રાખ શા માટ ચોળે,
વર્ષા રૂતૂ વિપતો તુરત તુજ પ્રિયા કેતકી પાછિ કોળે. ૪
જોતો તારે ઘટે છે મધુકર ચિતમાં વાટડિ તે સમાની,
બેસો આવી પ્રિતેથી કરિર તણિ દિસે કોળતી વાડનાની;
થાતો આપે ઉદાસી મધુકર વદતો બાઇએ શું બકો છો,
પ્રીતીની રીત ન્યારી સકળ ચિત વિષે મશ્કરી કાં કરો છો. ૫
મારી પ્યારી હતીએ ચિતમહિં પ્રિતથી કેતકી નિત્ય ચા'તો,
છેડી કામે ગયોતો દહન સમયમાં ના કદી બા'ર જતો;
એવું નાહું કરીરે મરિશ કદિ જગે રાખમાં લોટિલોટી,
આછે મારૂં નકામું વપુપ્રિય વિણકા ! રાહ ચીંધો ન ખોટી. ૬

## કુમુદનું વાદળાં પ્રત્યે વચન.

શાને ઢાંકયો શામ, સખિ મુજ શાને ઢાંકયો શામ;
હું પ્યારાના પ્યારની પ્યાસી, હૃદય માંહિ મુકામ. સખિ મુજ. ટેક
અવનિતળમાં આવિ વસિને, ગોઠવ્યું મારૂં ગામ;
વાલમ મારા વપુમાં વસિયા, હેરવા હૈયે હામ. સખિ મુજ.
અધર આકાશે ઉચાળા, તનમાં તોર તમામ;
અધુરિયાં મારે ઉછાળા, છલકી જાશે આમ. સખી મુજ.
શોકલડી તો સહુને હોશે, કો ન કરે આવું કામ;
શામ સંતાડી છાનો દીધો, દિલડે મારે ડામ. સખી.
આંગત રાખે શોક્ય ઘરમાં, દે નહિ છુટવા શામ;
લલ્લુ કુમુદને લ્હાય તનમાં, ધગતી બેઠી ધામ. સખી.

## ઠુમરી.

"માડિ મોઇકું કારી નાગન ડસીરે" એ રાગ.

પ્યારી કાં તરસાવે નેનાં મારી, પ્યારી. ટેક

દેહારથી આ મારૂં દિલ છે પ્રફુલિત;
નયન જુવેછે નેહે ન્યારી. 		પ્યારી.
વિદ્યુત સમ વીધ્ર વહની વદન તુજ;
કલેજામાં હણી દે કટારી. 		પ્યારી.
વાયદાના દિવસો તો વીતતા ચાલ્યા વાલી,
અધીરજ અંતરે વધારી. 		પ્યારી.
આ મુજ જીવીત છે તુજ ખાતર;
ખલક તું વિના મને ખારી 		પ્યારી.
વન્હીમાં વીંટાયેલો વાલમ વાલીઆ;
લલના લલ્લુને લે ઉગારી. 		પ્યારી.

## કુમુદ પ્રત્યે ચંદ્રનું કથન.

### દ્રગ રસભર મોરે દિલ છાઇ રહી. એ રાહ.

વ્હાલી વ્હાલમાં વિંટાયો બિજે કયાં જઇ ઠરૂં'
તુજ ફંદમાં ફસેલો, હું ફકીર થઇ ફરૂં. 		વ્હાલી ૧
છું હું દેદારે દિવાનો, છાનો આથડુ રડું;
તુજ પદ રજ લઇ પ્રિયે, શીર હું ધરૂં. 		વ્હાલી. ૨
તુજ મસ્તીનો મદિરા, પિધો મસ્ત હું રહું;
પ્રિયે એની શું લેહજત, મુજ મૂખથી કહું. 		વ્હાલી. ૩
ત્રણ તાપમાં તપેલો તુજ નામથી ઠરૂ;
પ્રિયે કલેજું કાપિને હું આહુતી કયાં ધરૂ? 		વ્હાલી. ૪
ઉડી શાંતી, રહિ ભ્રાંતી, પ્રિયે કયાં હું વિચરૂં;
થયો દરદે દિવાનો, દવા કયાં જઇ કરૂં. 		વ્હાલી. ૫
છે તું અશરણ શર્ણ, શર્ણ અવર કાં રહું;
મારા દિલનું આ દર્દ, બીજે કયાં જઇ કહું? 		વ્હાલી. ૬.
હિરા માણિક કે હેમની, ન પરવાહ કરૂ;
દમેદમ હરદમ, પ્રિયે પ્રિયે ઉચરૂં. 		વ્હાલી. ૭.
તુજ નેનનો ઘવાયો તવાયો તને રહું;
વ્હાલી વૈદ હું છું રોગી. કર કયાં જઇ પકડું. 		વ્હાલી. ૮
કદી સુર્ય શશી સામી. નેહે દ્રષ્ટી ના ઠરૂં;
ફીકું લાગે મુજ નેને, તેજ તેનું શું કરૂ? 		વ્હાલી. ૯

તુજ વિયોગે મરેલો, અમૃતે શું ઉગરૂં;
પ્રિયાનેનના અમૃત વિણુ ઝુરી હું મરૂં. વ્હાલી. ૧૦
તુજ દ્રષ્ટીથી હું જીવું, દ્રષ્ટી કાળના મરૂં,
દ્રષ્ટી વિણુ દ્રષ્ટી સહુ દિસે જીવું ના મરૂં. વ્હાલી. ૧૧
તુજ મૂખ સૂખ માની, શીર પદ હું ધરૂં,
લટકાળી હું છું લ્હેરી, લટે લટકો મરૂં. વ્હાલી. ૧૨

પદ ૨ જું.

અલબેલી પ્રિયે શેં, ના મૂખ ચુંબન કરે,
શેના ચુંબન કરે, લોક લાજે કાંડરે. અલબેલી. ટેક
આછે અંગને અમલ પિડ કો કહી શકે ?
તુજ દેદારની આશ પ્યારી છે મૂલ્કુતકે. અલબેલી. ૧
પ્રિય આરતી ઉતારી મુખ આરતી કરે,
તોયે શાને દરકાર, ચિત પારતી ધરે. અલબેલી. ૨
મુખ શ્વેત જોઇ પ્રિયે તુજ હેત સાંભરે;
મને શામ જોઈ શામા શાને દીસતું ડરે. અલબેલી. ૩
છે આ બંધને બાંધલ વપૂ ખોળનું ફરે;
નથી યોગ્ય કંઇ ઉપાય વ્હાલી કયાંથી વીચરે. અલબેલી. ૪
રહે આશામાં ઉમંગી સંગી ભેટે કોપજે;
આશા વીફળ થતામાં ચિત્ત ચરર બળે. અલબેલી. ૫
હું છું રાંક નથી વાંક ટાંક આનશું કરે;
દીસે શાને તું દયાળી હજી ક્રુરતા ધરે. અલબેલી. ૬
વશી વ્હાલથી તું ભવ્યતા ભલી ભૂલજે;
તુજ આશક ઉદાસી વ્યોમ માંહિ વિચરે. અલબેલી. ૭
તન કોમળ તો મનમાં અકોમળ કરે,
ચંદ્ર તુજ પ્રેમ પાથોધિની લ્હેરામાં તરે. અલબેલી ૮

ગઝલ.

આનંદનો ઉરમાં ઉમળકો, તોય તનમાં ફંદશો;
દિલદાર આદમનો વિલાસી, દ્રષ્ટી દેહ રમાં. ૧
પેખી કળી ખિલતી કુમુદની, કાળજે દગિ ખિલિ શું;
તેથી ભમું ભૂમાં અલકલટ, પામવા શુભ પ્યારમાં. ૨

દ્રષ્ટે ન દેખું તોય આ મન આંખ આગળ શું ખડી;
ચડી તોય હાય નહિ દયા, દિલદારના દેદારમાં. ૩
પર્વતપરે જઇને પડું, પ્યારે કદાપી પ્યારીજો;
તુજ પાય કિરણો પરસદા, ચંદા પસારી પ્યારમાં. ૪
આખું જગત હું આથડ્યો, પણ ના જડ્યો પત્તો જરા;
દીવો કરે દેદારના દીઠા મરૂં દરબારમાં. ૫
આ ચિત્તચેહ મહિં બળે, આહુતી ઉર એમાં ધરૂં;
દિલદારના દરબારમાં, આળોટું જઇ અંગારમાં. ૬
શાણા સદા ગોતે અમોવડ ના હણે નાનું નમ્યું,
નાનો થયો નીચો નમ્યો, તોયે હણ્યો સંસારમાં; ૭
દીનના ઘરે તો શરહણે, આશો નિયમ સંસારમાં.
એવો નિયમ તે આદર્યો, પળો શું રાણે પ્યારમાં. ૮
કાંતો કલેજું તુજ કઠણ, કાં મન કોમળ માહરૂં;
છેન. સમોવડ તેથી શું, આ બેવફાઇ બજારમાં. ૯
પઠવ્યું પ્રણામ મેં પ્યારી પાસે દોસ્ત દંડી થઇ રહે;
હું દૂર ગોતે રાજિ રહે, વાંચી નયના વીકારમાં. ૧૦
વચ્ચે ii નિલોઝી પ્રજગત, પાપીજનો પટપટ કરી;
પરવાહ ન કરિ તોય લહિયો, પ્યારિ તેં પળવારમાં, ૧૧
હો પ્યાર પ્યારી કરે બલકજન, હ.ય બાર ન પ્યારમાં
છે જો નયન મહિ તો વધ, તૂટે નહિ તલવારમાં. ૧૨
પગ્ગા બન્યો બહુ આથડ્યો. શિરતાજ આ દુખનો ઉગ્યો;
હંડુરિયા હજાર ગાર વર્ષ, આવી બળી પગવારમાં ૧૩

## કમળમાં બિડાયેલો ભમરો.

### ગઝલ.

મૃત્યુ મુખે પડેલ મિત્રને ઉગારિ લે,
ઉમેદ આશને કિનારે પ્યારી તારિ લે. મૃત્યુ ટેક.
સખ્ખત છુટ્યો ન દોલ દાઝ છે જાતી;
મસી ગયો ગરતો તું કંદમાં ઉગારિ લે. મૃત્યુ.
સગાં સગ મેં છોડિ દોડિ દ્વાર આવિયો;
દિનાંતમાં અઘોર અંધકાર ધારિ લે. મૃત્યુ.

કદી શામ આ શરીર ઉજળું હૃદય ખરે;
તથાપિ ભૂલી દુઃખ દેશું હૃદય ન્યાળિ લે. મૃત્યુ.
ચંપા ચમેલી જાઇ જુઇ જોવિ પ્યારિને;
તજી તું પાસ આશ મૃત્યુ ? હા ! ઉગારિ લે. મૃત્યુ.
જબેહ કરૂં કદાપિ જડ હું કાષ્ટવત્ હશે;
તથાપિ અંગ સ્પર્શ ઇષ્ટ છે ઉગારિ લે. મૃત્યુ.
બજારમાં બહુ ભમ્યો ગુલઝાર જોઈ ના;
દરબારમાં શિ દીનતા દિસે છે પ્યારિ કે'. મૃત્યુ.
તું જોઇ શામ અંગ રાત્રિ રૂપ માનિને;
ગળિ જાય કાં ગુમાનિ દયા દૂર ધારિલે. મૃત્યુ.
પ્રજળી મરૂં હું ચંદન તરૂ હોય તું વિના;
તું શું દયા હીણી હવે રાજી વિહારિને. મૃત્યુ.
વિશેષ સૂખ મૃત્યુ સુતાં પ્યારિ ગોદમાં;
આધિન એથી જીવ આ, શાંતિ સમાવિ છે. મૃત્યુ.
કોમળ ઉપરથી જીવ કઠણ કેમ પ્યારિ આ;
વ્હાલાતણી વ્યથા હવે વા'લી વિચારિ લે. મૃત્યુ.
આપ છું અશરાફ માફ કર તું સહુ ગુન્હા;
દિલદારને દેદારની આશા સ્વીકારિ લે. મૃત્યુ.
જરીક ના વસાય દૂર પ્યારિ તું વિના;
હતો હું દૂર તે ગુન્હો ? શું પ્યારિ ધારે લે. મૃત્યુ.
દહન થતું સદૈવ દીલ તાપમાં તપી;
પ્રીયા પીયુશ દ્રષ્ટી નાંખી સહુ શમાવિ દે. મૃત્યુ.
ભમ્યો ઉમંગ ભેર ઝેર જગત ભાસતું;
પીયૂશ ઘુંટડા પિવાનિ આશ મારિ છે. મૃત્યુ.
આવેલ શર્ણ અરી ન હણે ન્યાય નીતીએ;
મિજબાનને અપમાનનિમતિ તું વિસારિ દે. મૃત્યુ.
ભીતરમાં ભરેલ કષ્ટ શુભ ઉપર થકી;
થઇ મોહવશ મરૂં છુ હે પ્રિયા ઉગારિ લે. મૃત્યુ.
આ ભીતસ્થિતિ શાંત પ્યારિ શાંત ચીતના;
ભુરિની શાંતિ પ્યારિ શું ચિતમાં સમાવી દે. મૃત્યુ.

# પ્રીતમની શોધ.

શામ તજિને ચાલિ ગયા કયાં, અંગના વિણ આધાર;
પાછો પ્રતિ સંદેશો ન કહાવ્યો, દોટ દીધી દરબાર.
પ્રિયતમ જઇ ઢુંઢું કયે દરબાર. ૧
આ તન વિરહાગ્નીથી વિંટાયું, રોમે રોમે ઝાળ;
ધુંવો જવાને લેશ જગાના, હારે જળે છે હાડ. પ્રિયતમ.
આંધી માંહી અંતજ આગ્યો, આપ ઠર્યા કયાં આમ;
નામ વસે છે આ ઘટ ભીંતર, દાઝયા ઉપર ડામ. પ્રિયતમ.
અવગુણ અંતર શો આવડો છે, નેહ નજર થઇ ક્રૂર;
અનુરાગથી અપરાધ વધ્યો શો, ઉલટું ચાલ્યું ઉર. પ્રિય.
દ્વારે દ્વારે દોટજ દીધી, કીધી ઇચ્છા મુખ ધ્યાન;
પણ નહિ પગતાં આનન દર્શન, મિથ્યા ગુમાવ્યું માન. પ્રિય.
કોયલ પ્યારી બેન વને જઇ, કર પિયુ નામ પોકાર;
આરતિ અંગીકાર કરે ના, પ્રતીધ્વની ન લગાર. પ્રિય.
કોને વ્હાલા એક દીવસની, મ્હોબત શું મેલાય;
યાદી આવે અંગ ગળે છે, વિરહ વ્યથા ન વેઠાય. પ્રિય.
અગણિત જીવો ઉદ્ભવ થાતા, પળતા રહિ પળવાર;
કોને વિરહે શોક ન થાતો, દિલગીરી નહિ દેદાર. પ્રીય.
કોણ દિવસની આ ઘટમાંહી, મૂર્ત્તિ ધારી માન;
બેઠી છે પણ આપે છેટે, જીવું ધારી એ ધ્યાન. પ્રીય.
પાણી પ્રીતીનું પણગું મળેના, લાગી વીરહ ઉર લાય;
અનિલ અવધિનો અધિક થયો છે, ભડ ભડ ભીંતર થાય. પ્રીય.
આશા રાખી એક ઉરે મેં, આવ્યો તારે દ્વાર;
હાથ દિધા હૈયુ ગભરાણું, બંધ બે જોઇ કમાડ. પ્રીય.
આ જીંદગીને કરમાં ઝાલી, વ્હાલી વૃતી થઇ અંધ;
પ્રેમાગ્ની વીણ પેખું ન બીજું, આંખ છતી પણ અંધ. પ્રીય.
માર ઘટે તો અસી ઉઠાવી, કાં દે કલેજે કટાર;
કાંતીરથી તન વીંધી દે વ્હાલે, પણ નવ રીબી માર. પ્રીય.
કયાં આ દિલે કયાં છે એ દીલ, લેશ ન સાથ સંબંધ;

દેવ મતીએ પ્રીતી બંધાણી, તોય તેમાં શું ધંધ. પ્રીય.
પ્રીતીતણો આ ઝગડો જાગ્યો, જ્યાં મન રૂપ મેદાન;
કોટ કાયાનો કેમ ખમું હું, મેદાન કીધું મસાણ. પ્રીય.
પ્રીતીની રીતી જોઈ ન્યારી ગુણિયલ એ શું સુજાણ;
માન પ્રીતીની પુરી ચડે છે, કે સખી મળી શું બજાણુ. પ્રીય.
આગણે આવી આશક બેઠું, ગભરુ મન ન લગાર,
હાય પ્રીતીએ મારુ માયાની, આનન નહિ ઉચાર. પ્રીય.
મોં જોવાના જો નવ ઇચ્છા, તો તન કેમ મેદાન;
બેદે મર્યો કો નવ જાણે, ખુચે બાણુ કમાન. પ્રીય.
પ્રાણ હણે પણ એકે તજાપી, ભૂ એ ગુણવાન;
રીબી મરે બાલાં થઈ, શું પડે જગને જાણ. પ્રીય.
આ તનમાં તાકાત નથી કંઇ, નહિતર પીયુ તમ પાસ;
ઉડી આવત અવની ઉલંઘી, નયન મટાડત પ્યાસ. પ્રીય.
મોટા શું મ્હોં ફેરવવું એ, સખીવડે છે સમાન;
દાસને દુખદાઇ રહેવું ખુશીમાં, કરશે કુડો કે કયાસ. પ્રીય.
ગાંઠ પડી છે ગુણિયલ હૃદયે, જો છોડે એક વાર;
ફરી મરી પડવા ન દઉં હું, સુણો ને શામ પોકાર. પ્રીય.
કાયામાં કરવત મુકાયું, મુખ જરી નવ બોલાય;
બથા વેઠીને રહેવું વેરામાં, મનની સહુ મનમાંય. પ્રીય.
આ તપ વર્ષાશીત સહનતા, ઉલંઘી થાક્યા પગ પ્હાડ;
તોય ન ભેટો ભવ્ય મુરતિનો, ગાળું હિમાળે હાડ. પ્રીય.

## પ્રેમનો ગુલામ.

### ગજલ.

પદ પંકજે પડયો પ્રિયા ગુલામ પ્રેમનો;
રૂચ્યો ન પ્રેમ પંથ જગત નીતી નેમનો. પદ. ૧
યોગ્યને અયોગ્ય જ્યાં ન ભાસ હૃદયને;
ગુલ્ક્ષતાન જ્ઞાન ધન સમાન સાક્ષિ ભોગનો. પદ. ૨
નહિ દેહની દરકાર કાર જગત કયમ ધરૂં;
ઉપાધીને અડું ન નિત્ય સંગી સત્યનો. પદ. ૩
ઇચ્છા વિરામ ઠામ હામ કયાં બિજે જશે;

ઇચ્છા વિરોધિ વિશ્વમાં રમું શું ? જન્મનો. પદ. ૪
અકિર્તિ કિર્ત્તિ રૂપ કળા પ્યારી સંગમાં;
ક્ષય વૃદ્ધિએ અનાદિ પ્રેમ પંથ સાંપડયો. પદ. ૫
દિલદાહને ઉત્સાહને ઉર વાહ શું કરૂં ?
જ્યાં દાહને ઉત્સાહ છે પ્રવાહ નેત્રનો. પદ. ૬
ઇચ્છું ન ઉર વિષ્ણુ બ્રહ્મ સ્વર્ગ લોકને;
પડવું વળી સ્પૃહા વિંટાવું અંશ દુઃખનો. પદ. ૭
ત્યાં ઝેર અમલ નેત્રમાં અચળ વસે અમી;
નમી ગમી ખમી ખરી પિડયો અનંગનો. પદ. ૮
પુરાણ પંડિતો કુરાન કાજિ ન્યાયિ ન્યાય;
બલે બધાં વસે હું બાજિ તારિમાં પડયો. પદ. ૯
કદિ અંત છે, અનંત પ્યાર કેમ છુટશે;
દિનનો નથી દુકાળ કાળ છે દિદારનો. પદ. ૧૦
સુધા થકી તું શુદ્ધ શુદ્ધ તું સમના સુધા;
સુધાબ્ધિ શાંતિકાળના મળે અનંતનો. પદ. ૧૧
આવર્ણ છે ઉપાધિ શુદ્ધ ભાસના થનો;
ત્રિકાળની હણી ઉપાધિ શુદ્ધ ભાસજો. પદ. ૧૨
અનંત વિશ્વ કાળ પણ અનંતમાં ભમ્યો;
નમ્યો ન કયાંઇ તો અનંત કાળ કયાં અડયો. પદ. ૧૩
નિંદા સ્તુતી સમાન જ્યાં અપમાન માન ના;
દિદારમાં દિલ્લદાર દિવાનો થઇ ભમ્યો. પદ. ૧૪
તજ્યાનું ફક્ત કષ્ટ મ્હાન સૂખ મીલનમાં;
થયું કષ્ટ નષ્ટ મિલન સૂખ તું રૂપે થયો. પદ. ૧૫
રૂચે ન હવે ભાસ હું સુખ કયાસ કયાં કરૂં;
લ્હેરી ટળ્યો વિનાશ જો પ્રકાશમાં પડયો. પદ. ૧૬

## કમળનો ભમરો.

### ઉપજાતી, વંશસ્થ,નો રાહ.

મૃગાક્ષિ તારાં ધ્વળ નેત્ર એએ,
પાયો મને પ્રેમ રૂપી મદીરા;

તે ફેંકમાં નિત્ય નિમગ્ન થઇને,
હમેશ પ્યારી તુજ પ્રેમ યાચતો. ૧
પીયૂશ પીધે તન શાંતિના થતી,
શશી અહીં અગ્ની વધૂ વધારતો;
પ્રિયા ઉછાળે કદિ દ્રષ્ટી વારિધી,
ગુમાનિ તારાં કિરણો બુઝાવશે. ૨
આકર્ષણે દ્રષ્ટી તણા પ્રિયા તેં,
ચોરી લિધું છે ચિત ચોકમાંથી;
મૂકી ઉઘાડું હું સુતો કટાણે,
પ્રભાતમાં પ્યારિ ન પાછું આવ્યું. ૩
અમરેશ તેતો અમથા કથાય છે,
રાજ્યાસને કો' જરિ ખોટ શું છે?
તિલોત્તમા ઉર્વશિને શચી વશી,
પ્રિયા સદા નેત્ર કટાક્ષ તું વિષે. ૪
ગુમાવ્યું આયુષ્ય જગે બધે ફરી,
ન પ્રેમ પોથી લગિરે શિખ્યો હું તો;
કૃપા કટાક્ષે ઉજ્વળ કરી મને,
શું પ્રેમનો પાઠ પઢાવિ દીધો. ૫
હતું વધૂ સૂખ મળ્યો ન હું પ્રિયા,
વીયોગમાં દુઃખ જરા ન વ્યાપતું:
મળ્યા પછી આ મનને ઠગી પ્રિયા,
પ્યારૂં ગણીને પ્રિય પાસ રાખ્યું તેં. ૬
અહો શું પીડે જડતા શરીરે?
આંખે દિસે ઉજ્વળ મેલ ચિત્તે;
તું નેત્ર જેવું ધ્વળ ચિત્ત તારૂં,
હમેશ પીડે અહથી વિશેષ. ૭
ભલા થયા આ જગ જોગિરાજ,
કામ્યા ન, પામ્યા કદિ નેત્ર તારાં;
અમી ભર્યા, આશકને વિદારે,
તપેશ્વરીએ જગમાં કર્યું શું? ૮
બકે ભલે પ્યારિ તું ફંદમાં પડ્યો,

સુહર્ષે ઝુલે મુજ જીવ છે ચડયો:
દ્રષ્ટી તણો દોર સુનેત્ર ખેંચિને,
હમેશ પ્યારી મુજને ઝુલાવશો. ૯
સહુ રમે સ્વાર્થ તણા જુગારથી,
પડાવું કંઇ એ ચિત્તમાં વિચારશે;
નિઃસ્વાર્થ તારી છ્વળદ્રષ્ટીમાં પડયો,
તજ્યું બધું એ અહીં શું ગુમાવશે? ૧૦
શું મારી પાસે રહ્યું કે પ્રિયા હવે,
નસાડિ લીધું ચિતડું કટાક્ષથી;
અભેદ્ય ભેદ્યાં ચિતમાં કટાક્ષ તે,
રહેલ બાકી વિચરે સુમાર્ગ. ૧૧
ચોરી કરે ચોર નિશા સમે તો,
હમેશ રાખે ભય ગજ્ય દંડે;
બેભાન કીધો પ્રિયના કટાક્ષે,
ચોટા વિષે ચેતનને મતી લઇ. ૧૨
મરે કદી ભૂખ વિષે જગે તો,
મીઠાઇ લઇ કોણ મુખે મુકે આ;
પ્રાશા સુકર્ણે પ્રિય બોલ તારા,
ગમે શું બીજું જગમાં મને કહે. ૧૩
હમેશ જે એકનું એક કામ,
કંટાળિ જાતા કરતાં પ્રિયા તે;
ધીઃક્કાર હું તે જનનો ધરીને,
સ્મરૂં હમેશાં પ્રિય તારૂં નામતો. ૧૪
પ્રિયા હમેશાં મુજ ચિત્ત આરશી,
પડ્યું પ્રતીબીંબ ખરેખરૂં ત્યાં;
એકાંત ન્યાળું નિત્ય દષ્ટિ મીંચિને,
કરૂં શું? બીજાં વચમાં પડે તો. ૧૫
બીજાં જુએ જો કદિ તારિ સામું,
તે જોઇને આંખ બળે અદેખી;
વારૂં હું તોયે મન ખેદ રાખતી,

જોતાં બિજાને અટકાવવાને. ૧૬
બીજા રહે તલ્પી દિદાર માટે,
ત્યારે હમેશાં પ્રિય નેન ઢાળતી;
કરાવિને કામ મજૂર પાસે.
કૃપા કટાક્ષે બદલો ન વાળે. ૧૭
શું કોમલાંગી તુજ દ્રષ્ટી કોમળ,
લઇ બધી કોમળતા ઘડી તને;
ઉદારતાથી ઘડ્યું આખુ અંગ,
શું વાણિમાં તાણ કરી પ્રભુએ. ૧૮
શ્રીમંત ઘેરે કરવા ઉજાશ,
પડે પીડામાં સહુ દીપમાળે;
હજાર મારે મન દીપમાળ,
પ્રિયા તણા નેત્ર કટાક્ષમાં છે. ૧૯
નાનો હતો તે વખતેથિ ધૂળે,
ન્હાયો હતો આ જગમાં રમીને;
ગંદાં થયાં ગાત્ર બધાં ગળીને,
મિલાવ તુજ નેત્ર નિરે ન્હવાડી. ૨૦
પિયુષ્ય બાષી તુજ બોલ જેના,
કર્ણે જરી સ્પર્શ થયેલ, તેનું;
જીવીત સુખ રૂપ જગે થયું છે,
ફેરો ગણાશે ન વૃથા અહીંઆં. ૨૧
રતનાદ્રિ ટોચે ચડિ મેં વિકાર્યું,
વિવીધ રૂપે જગનું સ્વરૂપ આ;
ફરી ન ત્યાંથી ઉતરી શકયો હું,
આવ્યો હતો તે પ્રિય વાટ ભૂલ્યો. ૨૨
કુંતાદિ મંદોદરિને સિતાનો,
અહલ્યા અને દ્રૌપદિ સાથ તારા;
પતીવૃતા પૂર્વ થઇ બધી ખરી,
તેથી હું તુંને ચડતી ગિછનું. ૨૩
કલંક હિન જિવન જે સતી તણું.

કર્મે મનેને વચને પતી બીજો;
ન સ્વપ્નમાં સંશય જે હ્રદે ધર્યો,
અર્વે તું પાસે પતિવ્રત્ત તુચ્છ છે. ૨૪
મળ્યાં સુનેત્રો પ્રિતિમાં પડયાંને,
આનંદ નિત્યે વધતો જણાતો;
થયો પરાધીન પછી પ્રિયા હું,
તાંબુળ દૈને ચિત લીધું તાણી. ૨૫
દ્રષ્ટી તણાં આ જગમાં દયાળ જે,
દેખી દુખીને દિલ દુઃખ ધારતાં;
દયાળિ દ્રગનો દુખિ દીલમાં હું,
ખચ્યો પ્રિયા તો નહિ ખોટ આવે. ૨૬
કથા સુણે કોણ વૃથા ગણું હું,
જ્યાં નામ તારૂં ઉચરાયના તે;
અભાવતું કેમ ગળે ઉતારૂં,
શો લાભ તેમાં મુજને પ્રિયા કે' ૨૭
ન્યાળે પથે જે ઘડિના વિરામે,
દિદાર મોંઘા પળમાં થતાના;
તલ્પી રહે ચાતક જેમ નેત્ર આ,
ના દ્રષ્ટિ દ્વારે જળ બુંદ પામે. ૨૮
પ્રિયા પડયો હું તુજ પ્રેમ વારિધી,
ચડયો હિંચોળે રમવા ચડયો ત્યાં;
ગુમાન મેલી મુજ નામ રૂપનું,
સમાગમે તું સમ હું થયો પ્રિયા. ૨૯
બધાં કહે આ જગ પ્રીત જૂઠિ તે,
મને હું માનું જન મુર્ખ એ હશે;
ખરી પ્રીતિ તું સ્વરૂપે ખડી પ્રિયા,
પ્રચ્છે શું જોવા પછિ સ્વર્ગ સુખ કે.' ૩૦
રાણી તું તો છો મમ સ્નેહ આર્દ્રા,
વર્ષાવ નેત્રે જળધાર પ્રેમની,
જળેલ વિરહે તન શાંતિ પામે,

એવી કરીદે પય પ્રીતની જો. ૩૧
કદી પધારો સમયાનુકુળ તો,
ગરીબનું પાવન ધામ તો થશે;
ઉતારૂં લઇ આરતિ હું શરીરથી,
જો આરતી મારિ સ્વિકારશો તો. ૩૨
કહેછ ભંડાર કુબેરના મહીં,
રિદ્ધી અને સિદ્ધિ વધુ ભરેલ છે;
તથાપિ ભંડારની ભવ્યતા પડી,
વધી ન તારા પ્રિય શબ્દથી પ્રિયા. ૩૩
બધાં સુખો આ જગના લઇને,
તુલા વિષે એક સમે મુકયાં મેં;
બિજી ગમે નેત્રનું સુખ મૂકયું,
નીચું નમ્યું આ જગનાં સુખોથી. ૩૪
રહું ઉદાસી લઉં તારૂં નામ,
મુંઝાઉં તો નેત્રથિ નિર્ખતો હું;
પિડા પડે તો ચિત પ્યાર જાણી;
ઉદાસિ દાસી સમ વર્તતી ત્યાં. ૩૫
મદાંધ થાતા મદિરા પિને ઘણા,
શુદ્ધી ગુમાવી કુળ:નાશ કિધું છે;
સ્વરૂપનો વારૂણિ મેં પિધો પ્રિયા,
રહેલ બાકીનું ગુમાવવાને. ૩૬
ગાંડો ગણે કે જગ મુર્ખ ધારે,
ગુમાનિ કે ચિત્ત ગણે સ્વચ્છંદી;
તોયે મને શું ? તું વિચાર પ્યારી,
નેત્રે થતો નિર્મળ હું પ્રિયાના. ૩૭
માતા પિતા ભ્રાત થયા નમેરાં,
ધક્કા દઇને ઘર બ્હાર કાઢયો;
વિરૂદ્ધતા વિશ્વ જને કરી ત્યાં,
દીઠું નહી અંતર અંતરે પ્રિયા. ૩૮
વીચિત્ર જોનો જગની પ્રિતિ હું,

